# વાંચન અને મનન

वायणाएणं निज्जरं जणयइ। सुयस्स य अणुसज्जणाए अणासायणाए वट्टए। सुयस्स अणुसज्जणाए अणासायणाए वट्टमाणे तित्थधम्मं अवलंबइ। तित्थधम्मं अवलंबमाणे महानिज्जरे महापज्जवसाणे भवइ॥

वाचनया निर्जरां जनयति। श्रुतस्य चानुपज्जनेन अनाशातनायां वर्तते। श्रुतस्यानुपज्जनेनानाशातनायां वर्तमानस्तीर्थधर्ममवलंबते। तीर्थधर्ममवलंबमानो महानिर्जरो महापर्यवसानो भवति॥

વાંચન(સ્વવાચન અને અધ્યયન)થી કર્મની નિર્જરા થાય છે. અને સૂત્રપ્રેમ થવાથી, સૂત્રનું અનુવર્તન કરવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. અને તેવા સૂત્રપ્રેમથી તીર્થંકરોના ધર્મનું અવલંબન મળે છે. અને તે સત્યધર્મના અવલંબન વડે કર્મની મહાનિર્જરા કરી નિષ્કર્મી બને છે.

—ભગવાન મહાવીર

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર - અધ્યયન ૨૯-૧૯

# વાંચન અને મનન

દેખાતા 'લાભ–ગેરલાભ' તરફ બેદરકારી એ જ વિકાસનો પાયો છે, પહેલું પગથિયુ છે. એ બેદરકારી ખીલવતા જવું, એને પ્રકૃતિરૂપ બનાવવી, એ જ 'દિવ્યતા' કે 'જૈનપણું' છે. અને એ આશયની સફળતા માટે જ છે વાચન અને મનન.

—વાડીલાલ મોતીલાલ શાહ



**શ્રીમતી નવલકુવર નગીનદાસ શેઠ**

જન્મ ૧૮૨૬ દેહાંત ૧૯૪૬

જેઓએ રૂા. ૨૧૦૦ જૈન સિદ્ધાંત સભાની સ્થાપનામાં તથા
રૂા. ૧૦૦૦ પુસ્તકો ભેટ અથવા સસ્તી કિંમતે આપવાને માટે
જૈન સિદ્ધાંત સભાને અર્પણ કર્યા હતા

# પ્રસ્તાવના

પહેલો ભાગ છપાતા કદ વધી જવાથી સંસ્કૃત સ્તોત્રો તથા સૂત્રોનાં કેટલાક અધ્યયનોનો સાર જે બાકી રહેલા તે આ બીજા ભાગમાં છપાઈ બહાર પડે છે. આમ એક પુસ્તકમાં મૂકવા ધારેલું લખાણુ, પાના ઘણાં વધી જવાથી, બે ભાગમા પૂરુ કરવુ પડ્યુ છે

આ સ્તોત્રો તથા સૂત્રોના અધ્યયનો જે આ પુસ્તકમા આપવા મા આવ્યાં છે તે બધા ય સ્વાધ્યાયને માટે અમૂલ્ય છે અથવા ઘણા જ જરૂરના છે એમ હું માનું છુ. એક એક અધ્યયન બરાબર સમજી આચારમાં મૂકવામા આવે તો ય આત્માનું કલ્યાણુ થઈ જાય અથવા આત્મા ઊર્ધ્વ ગતિએ પહોંચી જાય

હા, એ તો ખરું જ છે કે આચારમા મૂક્યા સિવાય બધુ જ્ઞાન નકામુ જ છે માટે દરેક વાચકને મારી વિનતી છે કે શોખની ખાતર નહિ પણ આત્માના શ્રેયની ખાતર આ પુસ્તકનુ વાચન, મનન અને નિદિધ્યાસન કરવુ.

ચાર રંગમા સુંદર છપાઈ સાથે ઘણી ઝડપથી પુસ્તક છાપી આપવા માટે શ્રી કુમાર કાર્યાલયના સચાલક શ્રી બચુભાઈ રાવતે તથા તેમના કાર્યકરોએ જે સહકાર આપ્યો છે તેને માટે તેમનો હુ ખાસ ઉપકાર માનુ છુ

—શેઠ નગીનદાસ ગિરધરલાલ

# પ્રસ્તાવના

પહેલો ભાગ છપાતા કદ વધી જવાથી સંસ્કૃત સ્તોત્રો તથા સૂત્રોનાં કેટલાક અધ્યયનોનો સાર જે બાકી રહેલા તે આ બીજા ભાગમાં છપાઈ બહાર પડે છે. આગ એક પુસ્તકમા મૂકવા ધારેલુ લખાણ, પાના ઘણાં વધી જવાથી, બે ભાગમા પૂરુ કરવુ પડયુ છે

આ સ્તોત્રો તથા સૂત્રોના અધ્યયનો જે આ પુસ્તકમા આપવા મા આવ્યા છે તે બધાં ય સ્વાધ્યાયને માટે અમૂલ્ય છે અથવા ઘણા જ જરૂરના છે એમ હું માનું છું. એક એક અધ્યયન બરાબર સમજી આચારમાં મૂકવામા આવે તો ય આત્માનુ કલ્યાણ થઈ જાય અથવા આત્મા ઊર્ધ્વ ગતિએ પહોંચી જાય

હા, એ તો ખરું જ છે કે આચારમા મૂકયા સિવાય બધુ જ્ઞાન નકામુ જ છે માટે દરેક વાચકને મારી વિનતી છે કે શોખની ખાતર નહિ પણ આત્માના શ્રેયની ખાતર આ પુસ્તકનુ વાચન, મનન અને નિદિધ્યાસન કરવુ

ચાર રંગમા સુંદર છપાઈ સાથે ઘણી ઝડપથી પુસ્તક છાપી આપવા માટે શ્રી કુમાર કાર્યાલયના સંચાલક શ્રી બચુભાઈ રાવતે તથા તેમના કાર્યકરોએ જે સહકાર આપ્યો છે તેને માટે તેમનો હૂં ખાસ ઉપકાર માનુ છુ

—શેઠ નગીનદાસ ગિરધરલાલ




(૧) મૂળ સંસ્કૃતઃ વસંતતિલકામાં
કર્તાઃ શ્રી માનતુંગ સૂરિ

(૨) સમશ્લોકી પદ્યાનુવાદઃ વસંતતિલકામા
કર્તાઃ હરજીવન રાયચંદ શાહ

(૩) પદ્યાનુવાદઃ હરિગીત છંદમા
કર્તાઃ સુખલાલ જીવરાજ શાહ

(૪) પદ્યાનુવાદઃ મંદાક્રાતા છંદમાં
કર્તાઃ માવજી દામજી શાહ

(૫) ગદ્યમાં ભાવાર્થ લખનારઃ
વાડીલાલ મોતીલાલ શાહ

શ્રી માવજીભાઇએ ૩૨ થી ૩૫ શ્લોકનો મંદાક્રાતામા અનુવાદ કરેલો નહિ હોવાથી તે શ્લોકોનો અનુવાદ શ્રી મગનલાલ મોતીચંદ શાહપાસે કરાવેલો છે.

હરિગીત છંદમાં કોઈ કોઇ ઠેકાણે મેં સુધારા કરેલા છે અને ગદ્યમાં કોઈ કોઈ ઠેકાણે સ્થાનાભાવે સંકોચવું અથવા ફેરવવું પડ્યુ છે. —ન. ગિ શેઠ



તે સ્તોત્ર

નહિ

કે જે

ભક્તને અમર બનાવે નહિ

તે સ્તોત્ર નહિ

કે જે

ભકતને નીરોગી, નીડર,
નિશ્ચયાત્મક ને શૂરવીર
બનાવે નહિ

તે સ્તોત્ર નહિ

કે જે

ભકતના હાથમાં જ તેનુ
નશીબ લાવીને આપે નહિ

# ભક્તામર સ્તોત્ર

અથવા

## ધ્યાનનો પાઠ

આપણા આંતરિક દેહને શુદ્ધ કરીને ત્યાર પછી તેને મજબૂત કરવા માટે ધ્યાનની દવા રામબાણ છે. ધ્યાનનું ઉપયોગીપણું આજકાલ થોડા જ જૈનો જાણે છે.

તમારે ધ્યાન ધરવું હોય તો, એકાંતમાં—કોઇ ઊંડા ઓરડામાં કે બને તો ગામ બહાર નિર્જન સ્થળમાં જઇને સ્વચ્છ પંચિયું પહેરીને બેસો. બેસવાને માટે અનેક તરેહનાં આસન હોય છે. પરંતુ સૌથી સારું આસન તે છે કે જે તમને કોઇ જાતનુ કષ્ટ ન આપે. કોઇ કઠિન આસન કરવાથી તમારું ચિત્ત તે આસનને લીધે થતી બેચેનીમાં જાય છે.

તમારી આંખો બંધ કરો. દુનિયાના સઘળા વિચારોને તમારા મનમાંથી દેશનિકાલ કરો. કોઇ પદાર્થના દેખાવ કે કોઇ વિચાર તમારી સમક્ષ ખડા થાય તો તેને કહો કે, 'તમારું કામ નથી, ચાલ્યા જાઓ'' કોઇ સારા વિચારો આવે તો પણ તેને કહો કે 'હમણાં તમારો વારો નથી: હમણાં તમે આરામ કરો.'

પછી શુદ્ધ થએલા તે મનમા પ્રથમ જિનેશ્વર શ્રી આદિનાથ અથવા શ્રી ઋષભદેવનું સ્મરણ કરો.

પરંતુ તમે તેમને જોયા હોય એમ યાદ કરી શકતા નથી. ત્યારે તમારે તેમનુ ધ્યાન કેવી રીતે ધરવું?

સબૂર; શ્રી માનતુગાચાર્ય તમારા ભોમિયા બનશે. તે તમને યાદ કરાવશે કે તમે એક વાર શ્રી આદિનાથના દર્શન કરેલાં છે ખરા. એમનું પ્રકાશિત શરીર, શાંત મુખમુદ્રા, જ્ઞાનની પ્રભા, એમના 'અતિશય'ને લીધે થતો ભવ્ય દેખાવ, એ સર્વ તમે જોએલું છે પણ અનેક ઉપાધિઓને લીધે તે તમે સ્મરણમા લાવી શકતા નથી માટે શ્રીમાન્ માનતુગાચાર્ય તમારી સ્મરણશક્તિને મદદ કરવા માટે 'ભક્તામર સ્તોત્ર' રચીને તમારી સમક્ષ મૂકે છે તેના શ્લોકો એક પછી એક વાચો, સમજો અને મુખપાઠ કરી તે શ્લોકોમાના વિચારો કલ્પનાશક્તિ વડે નજરે જોવા પ્રયાસ કરો એવો એક પ્રયાસ એનુ નામ જ ધ્યાન

શ્રી પ્રથમ તીર્થંકર ઋષભદેવજીને મારા નમસ્કાર હો' એ પ્રભુ કેવા છે? જેમના ચરણકમળને ખુદ ઇંદ્રાદિ પણ નમસ્કાર કરે છે. તે દેવો કે જેમને સર્વ વૈભવ મળેલો છે તેઓ તે પ્રભુને કોઇ વધુ વૈભવ માટે નહિ પણ પ્રભુના પ્રકાશમાન ગુણો માટે નમે છે તેમ જ હું પણ એ પ્રભુને નમીશ, તેમના ગુણગાન ગાઇશ અને એ ગુણો મારા આત્મામા પ્રવેશ કરી મને તેવો જ બનાવે એમ ઇચ્છીશ

—વાડીલાલ મોતીલાલ શાહ
(તેમની ભક્તામર સ્તોત્રની પુસ્તિકામાંથી)

वसततिलका वृत्तम्

भक्तामरप्रणत मौलि मणिप्रभाणा-
मुद्योतकं दलितपापतमो वितानम् ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालंबनं भवजले पततां जनानाम् ॥ १

વસતતિલકા

ભક્તામરો લચિત તાજ મણિ પ્રભાના,
ઉદ્યોતકાર હર પાપતમો જથાના;
આધાર રૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદયુગે નમીને. ૧

હરિગીત

નમન કરતા દેવના મણિ મુગુટને દીપાવતા,
જે પાપરૂપી તિમિરદળને સર્વદા સંહારતા;
જે છે ખરે' આધાર રૂપ ભવમા ભૂલેલા પ્રાણીને,
આદિ પ્રભુના પદયુગલને નમ્રતાથી વંદીને ૧

મંદાક્રાંતા

દીપાવે જે મુકુટ મણિના તેજને દેવનાના,
સંહારે જે અઘ તિમિરને માનવોના સદાના,
જે છે ટેકા રૂપ ભવ ગહિ ડુબતા પ્રાણીઓને,
એવા આદિ જિનચરણને વંદીને રૂડી રીતે. ૧

ભક્તિ કરનારા દેવો પગે લાગે છે તે વખતે તેમના નમેલા મુગટની અંદર રહેલા મણિઓની કાંતિને પણ પ્રકાશ આપનારા, પાપ રૂપી અંધકારના સમૂહનો નાશ કરનારા અને યુગની શરૂઆતથી સસાર રૂપી સમુદ્રમા પડેલા માણસોને આશ્રયરૂપ એવા શ્રી જિનેન્દ્ર પ્રભુનાં બન્ને ચરણને રૂડે પ્રકારે નમસ્કાર કરીને.—૧

वसततिलका वृत्तम्

य· सस्तुतः सकलवाङ्मय तत्व बोधात्
उद्भूत बुद्धि पटुभिः सुरलोकनाथै ।
स्तोत्रैर्जगत्रितय चित्त हरैरुदारै·
स्तोष्ये किलाहमपि त प्रथमं जिनेन्द्रम् ॥ २

વસંતતિલકા

કીધી સ્તુતિ સકલ શાસ્ત્રજ તત્ત્વબોધે,
પામેલ બુદ્ધિ પટુથી સુરલોકનાથે,
ત્રૈલોક્ય ચિત્તહર ચારુ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિ જિનેંદ્રને તે ૨

હરિગીત

સહુ શાસ્ત્રકેરા જ્ઞાનથી બની તીવ્ર એવી બુદ્ધિથી,
સુરલોકના પણ નાથ જેના ગાય છે ગુણ હોંશથી,
સુંદર બનાવી સ્તોત્રથી જે મન હરે ત્રિલોકના,
હું પણ કરીશ ગુણગાન એ ભગવાન આદિનાથના. ૨

મંદાક્રાંતા

જેની બુદ્ધિ અતિશય બની શાસ્ત્રનું તત્વ જાણી,
તે ઇંદ્રોએ સ્તુતિ પ્રભુતણી રે કરી ભાવ આણી,
ત્રિલોકીના જનમન હરે સ્તોત્ર માંહિ અધીશ,
તે શ્રી આદિ જિનવરતણી સ્તુતિને હું કરીશ ૨

તમામ શાસ્ત્રોનું તત્વ જાણવાથી ઉત્પન્ન થયેલી નિપૂણ બુદ્ધિ વડે, ત્રણે લોકનું ચિત્ત હરણ કરે એવા ઉદાર સ્તોત્રથી ઇંદ્ર દેવે પણ જેની સ્તુતિ કરી છે એવા પ્રથમ જિનેન્દ્ર શ્રી આદિનાથ સ્વામીની હું પણ સ્તુતિ કરીશ —૨

वसततिलका वृत्तम्

बुद्धया विनापि विबुधार्चित पादपीठ
स्तोतुं समुद्यत मतिर्विगत त्रपोऽहम् ।
बालं विहाय जल संस्थितमिंदु बिंबम्
अन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम्॥ ३

વસંતતિલકા

બુદ્ધિ વિનાય સુરપૂજિત પાદપીઠ.
મેં પ્રેરી બુદ્ધિ સ્તુતિમાં તજી લાજ શુદ્ધ!
લેવા શિશુ વિણ, જળે સ્થિત ચંદ્રબિંબ,
ઇચ્છા કરે જ સહસા જન કોણ અન્ય? ૩

હરિગીત

પૂજા કરે તુજ પાયની દેવો બધા આનંદથી,
મૂકી લજ્જા મતિહીણ હું સ્તુતિ કરૂ તુજ ભક્તિથી;
પ્રતિબિંબ નિરખી પાણીમાં શુભચંદ્રનું ચોખ્ખું ભલા,
કો બાલ વિણ તે ચંદ્રને સહસા કરે મન ઝાલવા. ૩

મંદાક્રાંતા

દેવો સર્વે મળી કરે પૂજના આપ કેરી,
મૂકી લજ્જા મતિ હીન છતાં ભક્તિ મારી અનેરી,
જોઇ ઇચ્છે ગ્રહણ કરવા પાણીમાં ચંદ્રને જે,
નિશ્ચે એવી હઠ નહિ કરે બાલ વિના સહેજે. ૩

જેના પગ મૂકવાના આસનની પણ દેવતાઓએ પૂજા કરેલી છે એવા હે જિનેન્દ્ર! જેમ કોઇ પણ સમજુ માણસ જળની અંદર પડેલા ચંદ્રના પ્રતિબિંબને એકદમ ગ્રહણ કરવાને ઇચ્છતો નથી પણ માત્ર બાળક જ ઇચ્છે છે. તેમ બુદ્ધિ વિનાનો એવો જે હું-તેણે લજ્જા રહિત થઇને તમારી સ્તુતિ કરવામાં પ્રવૃત્તિ કરી છે.—૩

वसततिलका वृत्तम्

वक्तु गुणान् गुणसमुद्र शशाककातान्
कस्ते क्षम सुर गुरु प्रतिमोऽपि बुद्धया ।
कल्पातकाल पवनोद्धत नक्र चक्रं
को वा तरी तुमलमंबुनिधिं भुजाभ्याम् ॥ ४

વસતતિલકા

કેવા ગુણો ગુણનિધિ ! તુજ ચદ્રકાન્ત,
કે બુદ્ધિથી સુરગુરૂસમ કો સમર્થ ?
જ્યા ઉછળે મગરમચ્છ મહાન વાને,
રે કોણ તે તરિ શકે જલ સમુદ્ર હાથે ? ૪

હરિગીત

શુભ ચદ્રની કાતિભર્યા સદ્ગુણના સાગરસમા,
છે શક્તિ કોની આપના ગુણગાનની સુરગુરૂવિના,
સહાર કાળે પ્રાણીઓ ઉછળી રહ્યા જે સિંધુમા,
તે સિંધુને તરવા નહિ બળવાન બાહૂ વિશ્વમા ૪

મદાક્રાતા

સદ્ગુણોથી ભરપુર તમે ચન્દ્રવત્ શોભ ારા
દેવોના એ ગુરુ નવ શકે ગુણ ગાઈ તમારા
જે સિંધુમા પ્રલય સમયે ઉછળે પ્રાણીઓ રે
તેને ક્યારે પણ તરી શકે કોણ રે બા હુ જોરે ૪

હે ગુણસમુદ્ર ! પ્રલયકાળના પવનવડે જેની અદર મગર વિગેરે પ્રાણીઓ ઉછળી રહ્યા છે એવા સમુદ્રને હાથ વડે તરવાને કોણ સમર્થ ! (અર્થાત્ કોઇ નહિ ) તેમ ચદ્રના જેવા મનોહર તમારા ગુણોને કહેવાને બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન પણ કેમ સમર્થ થાય ? (તો પછી હું તે કોણ બિચારો ?)—૪

वसंततिलका वृत्तम्

सोऽहं तथापि तव भक्तिवशान् मुनीश
कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।
प्रीत्यात्मवीर्य मविचार्य मृगो मृगेन्द्रम्
नाऽभ्येति किं निज शिशोः परिपालनार्थम् ॥५

વસંતતિલકા

તેવો તથાપિ તુજ ભક્તિ વડે મુનીશ!
શક્તિ રહીત પણ હું સ્તુતિને કરીશ;
પ્રીતે વિચાર બળનો તજી સિંહ સામે-
ના થાય શું મૃગી શિશુ નિજ રક્ષવાને. ૫

હરિગીત

હે મુનિઓના નાથ! એવો રંક હું તુજને કહું,
તુજ ભક્તિને આધીન થૈ બળહીણ તોપણ બોલું હું,
નિજબાલના અતિસ્નેહથી મૃગ શક્તિને સમજ્યા વિના,
તે રક્ષવા નિજ બાળને સિંહ સામે અચકાય ના. ૫

મંદાક્રાંતા

એવો હું છુ ગરીબ જન તોયે પ્રભુ ભક્તિ કાજે,
શક્તિ જો કે મુજ મહિ નથી ગુણ ગાઉંછ આજે,
જો કે શક્તિ નિજમહિ નથી તો ય શું મૃગલા એ,
રક્ષા માટે શિશુતણી નથી સિંહ સામે જતા એ? ૫

હે મુનિઓના પણ મુનિ! હું સ્તુતિ કરવામાં અશક્ત છું છતાં પણ તમારી ભક્તિને આધીન થઈને, જેમ મૃગ પશુ પોતાના બાળકની પ્રીતિને આધીન થઈને, તેનું રક્ષણ કરવાને પોતાના બળનો વિચાર છોડી દઈને પણ સિંહની સામે થાય છે. તેમ હું પણ (મારી શક્તિનો વિચાર નહિ કરતાં) તમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થયો છું —૫

वसंततिलका वृत्तम्

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान् माम् ।
यत् कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चारुचाम्रकलिकानिकरैकहेतुः ॥ ६

વસંતતિલકા

શાસ્ત્રજ્ઞ, અજ્ઞ ગણીને હસતાં કૈંનાં એ,
ભક્તિ તમારી જ મને બળથી વદાવે;
જે કોકિલા મધુર ચૈત્રવિષે ઉચ્ચારે,
તે માત્ર આમ્ર તરુમોર તણા પ્રભાવે' ૬

હરિગીત

પ્રભુ અલ્પ છે મુજ જ્ઞાનને બહુ પંડિતો હાંસી કરે,
હું ભક્તિને વશ થૈ કરું ઇચ્છા વિના સ્તુતિ ખરે·
જે કોકિલા ટહુકાર દેતી મધુર મીઠા ચૈત્રમાં.
પ્રતાપ તે માનુ બધો હું આમ્રકેરા મ્હોરમાં. ૬

મંદાક્રાન્તા

જો કે હું છું મતિવિહીન ખરે લાગુ છું પંડિતોને,
તોયે ભક્તિવશ થકી પ્રભુ હું સ્તવું છું તમોને;
કોકિલાઓ કુહુ કુહુ કરે ચૈત્રમાં દિવ્ય કેમ?
માનું આવે પ્રતિદિન અહા આમ્રનો મોર જેમ. ૬

જેમ ચૈત્ર માસને વિષે આંબાના મોરના પ્રભાવથી કોયલ મધુર શબ્દો ઉચ્ચારે છે તેમ, મને પણ, હું થોડું જાણનાર (મૂર્ખ) અને વિદ્વાનોના હાસ્યનું પાત્ર છતાં તમારી ભક્તિ જ બળાત્કારથી બોલાવે છે —૬

वसंततिलका वृत्तम्

त्वत् संस्तवेन भवसंततिसन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रांतलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमंधकारम् ॥ ७

વસંતતિલકા

બાંધેલ પાપ જનનાં ભવ સર્વ જેહ,
તારી સ્તુતિથી ક્ષણમાં ક્ષય થાય તેહ;
આ લોક વ્યાપ્ત નિશિનું ભમરા સમાન—
અંધાર, સૂર્ય કિરણોથી હણાય જેમ. ૭

હરિગીત

જન્મોતણાં બહુ પાપ કષ્ટો ક્ષય થતાં ક્ષણવારમાં,
ગુંથાય દિલ કદિ ભક્તનાં જો આપના યશગાનમાં;
પ્રભાતમાં તે નાસતું રવિ બિંબથી પળવારમાં.
તે નાસતુ રવિ બિંબથી પળવારમાં પ્રભાતમાં. ૭

મંદાક્રાંતા

જન્મોના જે બહુ બહુ કર્યા પાપ તો દૂર થાય,
ભક્તો કેરી પ્રભુ ગુણમહિં ચિત્તવૃત્તિ ગુંથાય,
વિંટાયું જે તિમિર મધળું રાત્રિને વિશ્વમાંય,
નાસે છે રે સૂરજ ઉગતાં સત્વરે તે મહાય. ૭

જેમ સૂર્યના પ્રકાશથી રાત્રીને વિષે વ્યાપેલું ભમરાના જેવું કાળું અંધાર તત્કાળ નાશ પામે છે. તેમજ તમારી સ્તુતિ કરવાથી, દેહધારીઓનાં જન્મ-પરંપરાનાં બાંધેલા તમામ પાપો ક્ષણમાત્રમાં નાશ પામે છે.—૭

(તેવી જ રીતે મારાં પાપ પણ, હે પ્રભો ! તમારા ગુણગ્રામથી દૂર થાઓ !)

वसततिलका वृत्तम्

मत्वेति नाथ तव संस्तवनं मयेदम्
आरभ्यते तनुधियाऽपि तव प्रभावात् ।
चेतो हरिष्यति सता नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूद बिंदु ॥ ८

વસતતિલકા

માની જ એમ સ્તુતિનાથ! તમારી આ મેં,
આરંભી અલ્પમતિથી પ્રભુ! પ્રભાવે
તે ચિત્ત સજ્જન હરે જ્યમ બિંદુ પામે
મોતીતણી કમળપત્ર વિષે પ્રભાને ૮

હરિગીત

કરીને વિચારો આ બધા તુજ ભક્તિમાં આતુર છું,
પ્રભાવ માનું આપની કૃપા તણો હે નાથ! હું
શુભ પંકજે જળ બિંદુ જે મોતીસમું બહુ શોભતું
ત્યમ સ્તોત્ર સુંદર આપનું સુજનો તણા મન ઍચતું ૮

મંદાક્રાન્તા

એવું માની સ્તવન કરવાનો થયો આજ ભાવ,
તેમાં માનું મનમહિં ખરે આપનો છે પ્રભાવ
મોતી જેવું કમળપત્રનું વારિબિંદુ જ જે છે,
તેવી સ્તુતિ મનહર આ સજ્જનોને ગમે છે ૮

એ પ્રમાણે સમજીને જો કે હું અલ્પ બુદ્ધિવાળો છું તો પણ તમારી આ સ્તુતિ કરવાનો આરંભ કરું છું તે જેમ કમળપત્રની અંદર પડેલું પાણીનું ટીપું કમળપત્રના પ્રભાવથી મોતીના જેવી શોભા પામે છે તેમજ, સ્તોત્ર પણ તમારા પ્રભાવથી સજ્જનોના મનને ભાવતું થઇ પડશે —૮

वसततिलका वृत्तम्

आस्तां तव स्तवनमस्त समस्तदोषं
त्वत् संकथापि जगतां दुरितानि हंति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकाशभांजि ॥ ९

વસંતતિલકા

દૂર રહો, રહિત દોષ સ્તુતિ તમારી!
તારી કથા પણ અહો! જન પાપહારી!
દૂરે રહે રવિ કરી તદપિ પ્રભાએ—
ખીલે સરોવર વિષે કમળો ઘણાંએ. ૯

હરિગીત

ખરી ભક્તિ જો પ્રભુ આપની કરતા ભયે નહિ આવડે,
જગના બધા પાપો હડે તુજ નામની યારી વડે,
રવિ દૂર છે ઘણો વિશ્વથી તદપિ પ્રસારી કિરણો,
જો પાણીમાના પંકજો વિકસાવનો ને તો ઘણો. ૯

મંદાક્રાંતા

દૂરે ગયો સ્તવન કરવા આપના એકધાર,
પાપો નાસે જગજનતણા નામ માત્ર તમાર,
જો કે દૂરે રવિ રહી અને કિરણોને પ્રસાર
તો યે ખીલે કમલદલ તે કિરણોથી વધારે. ૯

જેમ સૂર્ય ઘણે છેટે રહ્યો છે, તો પણ તેના કિરણો વડે જ સરોવરના વિષે રહેલા કમળો પ્રફુલ્લિત થાય છે, તેમજ સર્વ પાપોનું નાશ કરનારૂ તમારૂ સ્તવન ભલે (દુર) હો, પણ તમારી કથા માત્ર પણ લોકોના પાપોનો નાશ કરે છે. (હું કમળ છું આપ સૂર્ય છો) આપનું તેજ મને વિકસાવનાર થાઓ! મારા આનંદને હુલસાવનાર થાઓ!—૯

वसंततिलका वृत्तम्

नात्यद्भुतं भुवनभूषण भूतनाथ
भूतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवंतः ।
तुल्या भवंति भवतो ननु तेन किं वा
भूत्याश्रित य इह नात्मसमं करोति ॥ १०

વસંતતિલકા

આશ્ચર્ય ના, ભુવનભૂષણ! ભૂતનાથ!
રૂપે ગુણે તુજ સ્તુતિ કરનાર આમ
તે તુલ્ય થાય તુજની; ધનીકો શું પોતે
પૈસે સમાન કરતા નથી આશ્રિતોને? ૧૦

હરિગીત

શણગાર છો ત્રિલોકના ને નાથ છો સહુ પ્રાણીના,
પ્રભુ આપનું પદ પામતા ભક્તો બધા આ લોકના
આશ્ચર્ય એમાં છે નહિ ફળ એ બધા તુજ ગુણતણા,
ધનવાન લાયક સેવકોને આપ તુલ્ય બનાવતા ૧૦

મંદાક્રાંતા

એમાં કાંઈ નથી નવીનતા નાથ દેવાધિદેવ
ભક્તો સર્વે પદ પ્રભુ તણું પામતા નિત્યમેવ
લોકો સેવે કદિ ધનિકને તો ધની જેમ થાય,
સેવા થાતા પ્રભુ પદ તણી આપ જેવા જ થાય ૧૦

હે પૃથ્વીના આભુષણ! હે ભૂતનાથ! તમારા અનેક સત્યગુણો વડે કરીને તમારી સ્તુતિ કરનાર આ લોકમાં જ તમારા સરખો થાય એમાં વિશેષ આશ્ચર્ય શું છે? કેમકે લોકમાં પણ પોતાનો આશ્રય લેનારને શું આશ્રયદાતા પોતાની સંપત્તિ વડે પોતાના સમાન નથી કરતો? (કરે છે જ) —૧૦

वसंततिलका वृत्तम्

दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयं
नाऽन्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकरद्युति दुग्धसिंधोः
क्षारं जलं जलनिधेरसितुं क इच्छेत् ॥ ११

વસંતતિલકા

જો દર્શનીય પ્રભુ એક ટગેથી દેખે!
સંતોષથી નહિ બીજે જન નેત્ર પેખે:
પી ચંદ્રકાન્ત પય ક્ષીર સમુદ્ર કેરૂં,
પીએ પછી જળનિધિ-જળ કોણ ખારૂં? ૧૧

હરિગીત

પ્રભુ આપ દર્શન યોગ્ય છો તલ્લીન થઇ નિહાળવા,
કાંઇ આંખને ગમતુ નથી જોયા પછી રૂપ આપના;
ક્ષીરસાગરે દુધ ઉજળુ ચંદા સમુ પીધા પછી,
દરિયાતણા નહિ ખાર પાણી પામવા ઇચ્છા થતી. ૧૧

મંદાક્રાન્તા

જોવા જેવા જગમહિં કદિ હોય તો આપ એક,
બીજા સર્વે સકળ પ્રભુથી ઊતરે છેક છેક;
પીધુ હોયે ઉજળુ દૂધ જો ચંદ્ર જેવુ મઝાનુ,
ખારાં ખારા જલધિજળને કો પીએ કેમ માનુ? ૧૧

હે ભગવાન! એવી નજરે જોઈ રહેવા યોગ્ય આપનું (શાન્ત) સ્વરૂપ (એકવાર) જોયા પછી, માણસના નેત્ર બીજે ઠેકાણે સંતોષ પામતાં-ઠરતા નથી: કેમકે ચંદ્રના કિરણ જેવું ઉજ્વલ ક્ષીરસાગરનુ દૂધ પીધા પછી જળના સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઇચ્છે? (કોઇ જ નહિ).

હે પ્રભો! ઉત્તમોત્તમ પુદ્ગળો વડે આપનું શરીર બનેલુ હોવાથી તેજ, સ્પર્શ, ગંધ, રસની બાબતમાં પણ તે અદ્ભૂત જ હોય ગુણો જડ સ્વભાવને ફેરવી નાખે છે એ પ્રત્યક્ષ સમજાવનાર તમારા સ્થૂલ દેહને પણ હું નમન કરૂ છુ)—૧૧

वसंततिलका वृत्तम्

संपूर्णमंडल शशांक कलाकलाप-
शुभ्रा गुणास्त्रिभुवनं तव लंघयन्ति ।
ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं
कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४

વસંતતિલકા

સંપૂર્ણ ચંદ્રતણી કાંતિ સમાન તારા,
ઊંડા ગુણો ભુવન ત્રેણ ઉલ્લંઘનારા'
ત્રિલોકનાથ! તુજ આશ્રિત એક તેને
સ્વેચ્છા થકી વિચરતાં કરી કોણ રોકે? ૧૪

હરિગીત

પ્રભુ આપના ઉજળા ગુણો ત્રિલોકમાં વ્યાપી રહ્યા,
તે પૂર્ણીમાના ચંદ્રની ઉજળી કળા સમ શોભતા;
ગુણવાન તુ જગનાથનો ગુણ આશરો પામ્યા પછી,
તે ગુણને કો રોકતા બહુ વ્યાપતા સ્વેચ્છા થકી. ૧૪

મંદાક્રાંતા

વ્યાપ્યા ગુણો ત્રિભુવનમહિં હે પ્રભુ શુભ્ર એવા,
શોભે સર્વે સકળ કળના પૂર્ણિમા ચંદ્ર જેવા.
તારા જેવા જિનવરતણા આશરે તે રહે છે,
સ્વેચ્છાથી તો અહિં તહિં જતા કોણ રોકી શકે છે! ૧૪

સંપૂર્ણ ચંદ્રની કાંતિ જેવા તમારા ઉજ્જવળ ગુણો ત્રણે જગતને ઉલ્લંઘન કરીને વ્યાપી રહ્યા છે. કેમકે ત્રણે જગતના આપ એકલા જ સ્વામી છો. તેથી તમારો આશ્રય કરીને રહેલા તે ગુણોને ઈચ્છા પ્રમાણે વર્તતા કોણ અટકાવી શકે એમ છે?

(તમારા તે ગુણોને ઈચ્છા પ્રમાણે ગતિ કરતા કોઈ અટકાયત કરતુ નથી તો પછી હે પ્રભુ! તે ગુણોને મારામાં પ્રવેશ કરવા દો.)—૧૪

वसततिलका वृत्तम्

चित्रं किमत्र यदि ते त्रिदशांग नाभि-
र्नीतं मनागपि मनो न विकारमार्गम् ।
कल्पातकालमरुता चलिताचलेन
किं मदराद्रिशिखर चलित कदाचित् ॥ १५

વસતતિલકા

આશ્ચર્ય શુ પ્રભુતણુ મનમા વિકાર
દેવાગના [illegible] કરી લાવી શકી નગાર
નહારકાળ પવન ગિરિ સર્વ ડોલે
મેરુગિરિ શિખર શુ કદી નાથ ડોલે ૧૫

હરિગીત

દેવાગના ભલી ભાતની ચેષ્ટા કરી તુજ આગળે,
જરી આપને નહિ લઇ જતી વિકારના તુચ્છ માર્ગે
ડોલાવતો ડુગર ઘણા જે પ્રલયનો વાયુ થતો,
પ્રલયના તે પવનથી પણ મેરૂના કદિ ડોલતો ૧૫

મદ ક્રાતા

ઇંદ્રાણીઓ ચલિત કરવા આદરે જે પ્રકારો
તો યે થાતા કદિ નહિ અહા આપને રે વિકારો
ડોલે જો [illegible] સકલ મહીધરો કલ્પના [illegible] વાયરાથી
ડોલતા [illegible] અહા મેરુ એ વાયરાથી ૧૫

હે પ્રભો! દેવાગનાઓ તમારા મનમા કિંચત્ માત્ર પણ વિકાર લાવી શકે નહિ તેમા શુ આશ્ચર્ય છે? કેમકે પ્રલયકાળના પવનથી તમામ પર્વતો ડોલે છે પણ મેરૂ પર્વતનુ શિખર શુ કદાપિ ડોલે છે?

(વીર્યના ખલના રૂપ હે દેવ! તમે મને એવો બનાવો કે જેથી હુ સુદરમા સુદર સ્ત્રીના નખરાને પણ હસી કાઢુ)—૧૫

वसततिलका वृत्तम्

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥ १६

વસંતતિલકા

ધૂમે વીત, નહિ વાટ, ન તેલવાળો
ને આ સમગ્ર જગ લોક પ્રકાશનારો
ગિરિ નાવનાર ગિરિ વાયુ ન જાય પાસે
તું નાથ! છૂ અપર દીપ જગત્પ્રકાશે ૧૬

હરિગીત

નહિ ધૂમ્ર કે નહિ વાટ કે નહિ તેલ જરીએ માગતો,
એ જ્ઞાન દીવડો આપનો ત્રિલોકને અજવાળતો
ગિરિ નાવતા સૌ ડુંગરો વાયુ કેરા વેગ જે,
અડકી શકે નહિ તે પ્રભુ જગ દીપરૂપી આપને ૧૬

મંદાક્રાંતા

ક્યારે હોતા નથી નહિ અરે ધૂમ કે વાટ જેમાં
જેમાં સાથ ત્રિભુવન દીપે એ જ્યોતિ છે તેમાં
ના ઓલાવે નહિ પવનથી કો નહિએ નમેરો
એવો કો ઈ અજબ અનુપમ દીવડો આપકેરો ૧૬

હે નાથ! જેની અંદરથી ધુમાડો નીકળતો નથી જેને દીવેટની જરૂર નથી અને તેલની પણ જરૂર નથી જે આ સમગ્ર ત્રણે જગતને પ્રકાશીત કરે છે અને પર્વતો ને પણ ડોલાવી નાખે એવો પવન પણ જેની પાસે જઈ શકતો નથી એવા વિલક્ષણ દીવા રૂપે આ જગતને વિષે તું પ્રકાશે છે —૧૬

वसंततिलका वृत्तम्

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः
स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति।
नांभोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्यातिशायि महिमासि मुनींद्र लोके॥ १७

વસંતતિલકા

ઘેરી શકે કદી ન રાહુ ન અસ્ત થાય,
સાથે પ્રકાશ ત્રણ લોક વિષે કરાય!
તું હે મુનીન્દ્ર! નહિ મેઘ વડે છવાય,
લોકે પ્રભાવ રવિથી અદકો ગણાય! ૧૭

હરિગીત

નહિ અસ્ત કદિ થાતા અને રાહુ નહિ સપડાવતો,
તત્કાળ એકી સાથ તું આ લોકને અજવાળતો.
રાહુ વાદળાના જોરથી રવિકાન્તિ જે ઓછી થતી,
પ્રતિભા કૃપાળુ આપની રવિથીય છે વધતી ઘણી. ૧૭

મંદાક્રાન્તા

જેને રાહુ કદિ નવ ગ્રસે અસ્ત થાતો નથી જે,
આપે સૌને પ્રચુર રવિ તેજ લોકો મહિ જે;
જેની કાન્તિ કદિ નવ હણે વાદળાઓ સમીપે,
એવો કોઈ અભિનવ રવિ આપનો નાથ દીપે. ૧૭

હે મુનીંદ્ર! જગતને વિષે તમે સૂર્યના કરતા પણ વધારે મહિમાવાન છો. કેમકે (સૂર્યની પેઠે) રાહુ તમને ઘેરી શકતો નથી. તમે કદી પણ અસ્ત પામતા નથી. મેઘ તમારા પ્રભાવનો અવરોધ કરી શકતો નથી. અને એકી વખતે તમે ત્રણે જગતને પ્રકાશીત કરો છો —૧૭

वसततिलका वृत्तम्

नित्योदयं दलितमोहमहांधकार
गम्यं न राहुवदनस्य न वारिदानम् ।
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयज्जगदपूर्वशशांकबिंबम् ॥ १८

વસતતિલકા

મોહાંધકાર દળનાર સદા પ્રકાશી,
રાહુ મુખે ગ્રસિત ના નહિ મેઘ ગ્રાસી,
શોભે તમારૂં મુખપદ્મ અપાર રૂપે,
જેવો અપૂર્વ શશિ લોક વિષે પ્રકાશે. ૧૮

હરિગીત

પ્રભુ દિવ્ય મુખડું આપનું કેવું રૂપાળું દીપતું,
જે ખીલતું દિન રાત ને માયા તિમિરને કાપતું,
નહિ ઢાંકતું મુખ તેજ એ રાહુ રિપુ કે વાદળું
શશી અન્ય જેવું શોભતું આ લોકમાં એ મુખડું ૧૮

મંદાક્રાંતા

ગાજે રૂડું મુખ પ્રભુ તણું મોહ જેનાથી થાકે,
જેને રાહુ પણ નવ ગ્રસે વાદળાઓ ન ઢાંકે
શોભે એવો મુખશશિ અહા હે પ્રભુ આપ કેરો,
જે દીપાવે જગત સઘળું ચંદ્ર જાણે અનેરો ૧૮

જેનો ઉદય હમેશાં છે જેણે મોહ રૂપી અંધકારનો નાશ કરેલો છે, જેનો રાહુથી ગ્રાસ થઈ શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી, તેમજ જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી–એવું તમારૂં મુખકમળ જગતને વિષે સંપૂર્ણ ચંદ્રબિંબની પેઠે શોભી રહે છે —૧૮

वसततिलका वृत्तम्

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेन्दुदलितेषु तमस्सु नाथ ।
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९

વસન્તતિલકા

શું રાત્રિમાં શશિ થકી દિવસે રવિથી,
અંધાર તુજ મુખચંદ્ર હરે પછીથી
શાલિ સુશોભિત રહી નિપજી ધરામાં,
શી મેઘની ગરજ હોય જ આભલામાં ૧૯

હરિગીત

પ્રભુ આપના મુખચંદ્રથી અંધકાર જો ઉડી જતો,
તો સૂર્ય કે વળી ચંદ્રનું શું કામ છે દિનરાત તો,
શાલિ તણી શુભ ક્યારીમાં મહુ શાલિ તો પાકયા પછી,
જળથી ભરેલા મેઘની શી જરૂર તો તેને રહી? ૧૯

મંદાક્રાંતા

અંધારાને પ્રભુ મુખરૂપી ચંદ્રમા જો નસાડે,
રાત્રે ચાંદો દિનમહિં રવિ માનવા તોજ આડે
જે ક્યારામાં શુભ રીત વડે શાલિ પાકી અતિશે,
તેમાં ક્યારે પણ નવ અહા મેઘનું કામ દીસે ૧૯

**હે નાથ! તમારા મુખ રૂપી ચંદ્રમાથી જ્યારે અંધકારનો નાશ થાય છે ત્યારે પછી રાત્રિને વિષે ઉગતા ચંદ્રમાનું શું કામ છે? તેમજ દિવસે ઉદય પામતા સૂર્યનું પણ શું કામ છે? કેમકે શોભાયમાન ડાંગરનું ધાન્ય પાકી સુકયા પછી, આકાશમાં ચઢી આવેલા વર્ષાદનું શું પ્રયોજન રહે છે?**

**(પ્રકાશના દેવ! તું મારા હૃદયમાં એવો પ્રકાશી રહેજે કે મને ચંદ્ર સૂર્યની ગરજ પડે જ નહિ)—૧૯**

वसततिलका वृत्तम्

मन्ये वरं हरिहरादय एव दृष्टा
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ भवांतरेपि ॥ २१

વસતતિલકા

માનુ રૂડું હરિહરાદિકને દીઠા તે,
દીઠે છતે હૃદય આપ વિષે ઠરે છેઃ
જોવા થકી જગતમા પ્રભુનો પ્રકાશ,
જન્માન્તર ન હરશે મન કોઇ નાથ ! ૨૧

હરિગીત

સારૂ થયુ આ આંખથી જોયા બીજા મેં દેવને,
સંતોષ તેમા ના મળ્યો સાચું કહુ છુ આપને;
સંતોષ પામ્યો આપને જોયા પછી આ લોકમાં,
સતોષ એવો અન્ય ના આપી શકે ભવ કોઇમા ૨૧

મદાક્રાતા

જોયા દેવો પ્રભુજી મધળા તે થયુ ઠીક માનુ,
જોયા તેથી તુજ મહિઅહા ચિત્ત તો સ્થિર થાતુ,
જોયા તેથી મુજ મન મહિં ભાવના એ ઠરે છે,
બીજો કોઇ તુજ વિણ નહિ ચિત્ત મારૂ હરે છે ૨૧

હે સ્વામી હરિ, હર ઇત્યાદિ દેવો મારી દૃષ્ટિએ પડયા તે સારૂ જ થયુ છે કેમકે-તેને દીઠાથી મારૂ હૃદય તમારે વિષે જ (તે સર્વેને દીઠાથી અને તે સર્વેથી તમે શ્રેષ્ઠ છો એમ જાણ્યાથી) સતોષ પામે છે આ લોકમા તમને જેવાથી ભવાન્તરને વિષે પણ અન્ય કોઇ દેવ મારૂ મન હરણ કરી શકનાર નથી —૨૧

वसंततिलका वृत्तम्

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥ २२

વસંતતિલકા

સ્ત્રી સેંકડો પ્રસવતી કદી પુત્ર ઝાઝા,
ના અન્ય આપ સમ કો પ્રસવે જનેતાઃ
તારા અનેક ધરતી જ દિશા બધીય,
તેજે સ્ફુરિત રવિને પ્રસવે જ પૂર્વ. ૨૨

હરિગીત

સ્ત્રી સેંકડો આ વિશ્વમાં બહુ પુત્રની માતા થતી,
પ્રભુ આપના સમ પુત્ર કો પ્રમદા કદી ના પામતી;
એ તારલાના સમુદને સઘળી દિશાઓ રાખતી,
પણ કાન્તિવાળા સૂર્યને ભલી પૂર્વ એક જ પામતી. ૨૨

મંદાક્રાંતા

સ્ત્રીઓ આજે જગત ભરમાં સેંકડો જન્મ આપે,
તારા જેવા અનુપમ નહિ પુત્રને જન્મ આપે,
નક્ષત્રોને વિધવિધ દિશા ધારતી રે અનેક,
કિંતુ ધારે રવિકિરણને પૂર્વ દિશાજ એક. ૨૨

જેમ તારાઓના સમૂહોને સર્વે દિશાઓ ધારણ કરે છે પણ તેજસ્વી સૂર્યને તો માત્ર પૂર્વ દિશા જ જન્મ આપે છે, તેમજ સેંકડો સ્ત્રીઓ ઘણાએ પુત્રોને જન્મ આપે છે. છતા તારા સમાન પુત્રને તો બીજી કોઈ જનેતા (સ્ત્રી) ઉત્પન્ન કરતી જ નથી —૨૨

वसंततिलका वृत्तम्

त्वामामनंति मुनयः परमं पुमांसम्
आदित्यवर्णममलं तमसः पुरस्तात्।
त्वामेव सम्यगुपलभ्य जयंति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनींद्र पंथा ॥ २३

વસંતતિલકા

માને પરપુરૂષ સર્વ મુનિ તમોને,
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે;
પામી તને સુરીત મૃત્યુ જીતે મુનીંદ્ર!
છે ના બીજો કુશળ મોક્ષ તણો જ પંથ ૨૩

હરિગીત

પ્રભુ આપને મુનિવૃંદ સૌ આદર્શ વ્યક્તિ માનતા,
જ્યમ તિમિર આગળ રૂપથી રવિરાજ જેવા શોભતા;
પામ્યા પછી પ્રભુ આપને જન મૃત્યુ જીતી જાય છે,
નહિ આપને પામ્યા વિના પથ મુક્તિનો સમજાય છે. ૨૩

મંદાક્રાંતા

મોટા મોટા મુનિજન તને માનતા નાથ તો તે,
અંધારામાં રવિરૂપ સમા નિર્મળા આપ પોતે;
સારી રીતે અમર બનતા આપને પામવાથી,
મુક્તિ માટે નવ કદિ બીજો માનજો માર્ગ આથી. ૨૩

હે મુનીંદ્ર! તમને મુનિઓ પરમ પુરૂષ માને છે. અને તમે અંધકાર આગળ નિર્મળ સૂર્ય જેવા છો. વળી તમને રૂડે પ્રકારે પામવાથી (જાણવાથી) મૃત્યુને પણ જીતી શકાય છે. અને (એ કારણથી) તમારા સિવાય બીજો (કોઇ પણ) મોક્ષ (મુક્તિ) પામવાનો કલ્યાણકારક માર્ગ નથી. ૨૩—

वसततिलका वृत्तम्

त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्य
ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ।
योगीश्वरं विदित योगमनेक मेकं
ज्ञानस्वरूपममलं प्रवदंति संतः ॥ २४

વસતતિલકા

તુ આદ્ય, અવ્યય, અચિંત્ય, અસખ્ય, વિભુ,
છે, બ્રહ્મ, ઇશ્વર, અનંત, અનંગકેતુ:
યોગીશ્વર વિદિતયોગ, અનેક એક,
કે'છે તને વિમળ જ્ઞાન સ્વરૂપ સંત ૨૪

હરિગીત

પ્રભુ આપ આદિ, અસખ્ય ને અચિંત્ય અવ્યય નાથ છો,
અનત બ્રહ્મા આપ ઇશ્વિર કામ કેરા કેતુ છો;
વળી એકને અનેક છો યોગી તણા તમ નાથ છો,
જ્ઞાની મહા છો યોગમા વળી જ્ઞાન કેરા રૂપ છો ૨૪

મદાક્રાંતા

સંતો માને પ્રભુજી તમને આદિ ને અવ્યયા તો,
બ્રહ્મા જેવા અનવધિ પ્રભુ કામ કેતુ સમા છો;
યોગીઓના પણ પ્રભુ બહુ એક રૂપે ગ્ણ્યા છો,
જ્ઞાની રૂપે વળી વિમળતા પૂર્ણ તત્વે ભર્યા છો ૨૪

હે પ્રભો! તમે અવ્યય, વિભુ, અચિન્ત્ય, અસખ્ય, આદ્ય, બ્રહ્મા, ઇશ્વર, અનંત, અનગકેતુ, યોગીશ્વર, યોગને જાણનાર, અનેક અને એક છો, સત્પુરૂષો તમને અનેક વિશેષણોથી ઓળખે છે જ્ઞાનના સાક્ષાત્ સ્વરૂપ રૂપે અને વળી નિર્મળ પણ કહે છે—૨૪

वसन्ततिलका वृत्तम्

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधात्
त्वं शंकरोसि भुवनत्रयशंकरत्वात् ।
धातासि धीर शिवमार्गविधेर्विधानात
व्यक्त त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥ २५

વસંતતિલકા

છો બુદ્ધિબોધ થકી હે સુરપૂજ્ય બુદ્ધ,
છો લોકને સુખદ શંકર તેથી શુદ્ધ
છો મોક્ષમાર્ગવિધિ ધારણથી જ ધાતા,
છો સ્પષ્ટ આપ પુરુષોત્તમસ્વામી ત્રાતા ૨૫

હરિગીત

પ્રભુ આપ બુદ્ધ સ્વરૂપ છો તુજ દેવ પૂજિત બોધથી,
પ્રભુ આપ શંકર રૂપ છો, ત્રિલોક સુખ દીધા થકી,
પ્રભુ આપ બ્રહ્મારૂપ છો, વિધિ મોક્ષનો રચવા થકી
પ્રભુ આપ કૃષ્ણ સ્વરૂપ છો શુભ આપના ગુણો થકી. ૨૫

મંદાક્રાન્તા

દેવે પૂજ્યા વિમળ મતથી છો ખરા બુદ્ધ આપ,
ત્રિલોકીને સુખ દીધું તમે તો મહાદેવ આપ,
મુક્તિ કેરી વિધિ કરી તમે છો વિધાતાજ આપ,
ખુલ્લું છે એ પ્રભુજી સઘળા ગુણથી કૃષ્ણ આપ. ૨૫

હે દેવતાઓના પૂજનીક ! તમે બુદ્ધિનો બોધ કરો છો તેથી 'બુદ્ધ' જ છો તમે ત્રણે જગતનું કલ્યાણ કરનાર છો તેથી 'શંકર' રૂપ જ છો ને કલ્યાણકારક માર્ગવિધિને ધારણ કરનાર-જાણનાર છો તેથી તમે જ 'ધાતા' છો અને હે ભગવાન ! તમે જ સ્પષ્ટ 'પુરુષોત્તમ' એટલે 'નારાયણ' રૂપ છો — ૨૫

वसन्ततिलका वृत्तम्

कुंदावदात चल चामर चारु शोभं
विभ्राजते तव वपुः कलधौतकांतम्।
उद्यच्छशांक शुचिनिर्झरवारिधारम्
उच्चैस्तटं सुरगिरेरिव शातकौंभम्॥ ३०

વસતતિલકા

ધોળા ઢળે ચમર કુંદ સમાન એવું,
શોભે સુવર્ણસમ રમ્ય શરીર તારૂં,
તે ઉગતા શશિસમા જળ ઝર્ણ ધારે,
મેરૂ તણા કનકના શિર પેંઠ શોભે ૩૦

હરિગીત

પ્રભુ આપનું સુવર્ણકાંતિ અંગ વહાલું શોભતું,
વળી ઇંદ્ર જેને મોગરાસમ શ્વેત ચામર ઢાળતું,
શશીરૂપ નિર્મળ શ્વેત સુંદર પાણી ઝરણું જ્યાં જતું,
સુવર્ણ અંગે શોભતા મેરૂ શિખર સમ લાગતું ૩૦

મંદાક્રાંતા

શોભે રૂડું શરીર પ્રભુજી સ્વર્ણ જેવું મઝાનું,
વિંઝે જેને વિબુધ જનતા ચામરો એમ માનું,
દીસે છે જે વિમળ ઝરણું ચંદ્ર જેવુંજ હોય,
મેરુ કેરા શિખર સરખું સ્વર્ણ રૂપે ન હોય? ૩૦

જેમ ઉદય પામેલા ચંદ્રમાના જેવી નિર્મળ પાણીના ઝરણની ધારાઓ વડે, મેરૂ પર્વતનું સુવર્ણમય ઊંચુ શિખર શોભી રહે છે તેમ મોગરાના પુષ્પ જેવા ધોળા ઢોળતા (ફરતા) ચામરો વડે સોનાના જેવું મનોહર આપનું શરીર શોભી રહે છે —૩૦

वसततिलका वृत्तम्

छत्रत्रयं तव विभाति शशांककांतम्
उच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम्।
मुक्ताफल प्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम्॥ ३१

વસતતિલકા

ઢાંકે પ્રકાશ રવિનો શશિ તુલ્ય રમ્ય,
મોતી સમૂહ રચનાથી દિપાયમાન,
એવા પ્રભુજી તમને ત્રણ છત્ર શોભે,
ત્રૈલોકનું અધિપતિપણું તે જણાવે. ૩૧

હરિગીત

જે ચંદ્રની કાંતિભર્યાં રવિ તાપને અટકાવતા,
પ્રભુ આપનાં ત્રણ છત્ર તે રૂડા મજાનાં શોભતાં;
બહુ મોતીઓની લૂમથી રચના મનોહર છત્રની,
પ્રભુ આપતા દૃઢ ખ્યાલ તે ત્રિલોકના સ્વામિત્વની. ૩૧

મંદાક્રાંતા

શોભે છત્રો પ્રભુ ઉપર તો ઉજળા ચંદ્ર જેવા
થભાવે તે રવિકિરણનાં તેજને દેવદેવા;
મોતીઓથી મનહર દીસે છત્ર શોભા અનેરી,
દેખાડે છે ત્રણ ભુવનની સ્વામિતા આપ કેરી. ૩૧

હે ભગવાન ! (તારા સહીત) ચદ્રના જેવા મનોહર સૂર્યના કિરણનાં તાપનું નિવારણ કરનાર, ને મોતીઓના સમૂહની રચનાથી શોભાયમાન એવા તમારા ઉપર રહેલા તમારાં ત્રણ છત્રો શોભી રહ્યાં છે. તે જાણે તમારૂં ત્રણે જગતનું અધિપતિપણું જ જાહેર કરતાં હોય નહિ શું તેમ શોભે છે.—૩૧

वसततिलका वृत्तम्

गंभीर तार रव पूरितदिग्विभागस्
त्रैलोक्य लोक शुभसंगम भूतिदक्षः ।
सद्धर्मराजजयघोषणघोषकः सन्
खे दुंदुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२

વસતતિલકા

ગંભીર ઉચ્ચ સ્વરથી પૂરી છે દિશાઓ,
ત્રૈલોકને સુગમ સંપદ આપનારો,
સદ્ધર્મ-રાજ જયને કથનાર ખુલ્લો,
વાગે છે દુંદુભિ નભે યશવાર્તા તારી ૩૨

હરિગીત

મનહર ઊંચો નાદ જે સઘળી દિશાઓ પૂરતો,
શુભ માર્ગ કેરો જોગ જે ત્રિલોકને દેખાડતો,
સદ્ધર્મરૂપી રાજના જયને સદા પોકારતો,
એવો દુંદુભિ આપનો આકાશને ગુંજાવતો ૩૨

મંદાક્રાંતા

પૂર્યા ભાગો સકળ દિશના ઉચ્ચ ગંભીર નાદે,
આ આદર્શો ત્રિજગ જનને સૌખ્ય સંપત્તિ આપે,
કીધા જેણે સદ્ગુણ વિજયો, ગાજ સદ્ધર્મના ત્યાં,
એ દુંદુભી યશ નભ મહિ ઘોષણાથી જ ગાજે, ૩૨

ઉંચા અને ગંભીર શબ્દ વડે જેણે દિશાઓના વિભાગો પૂરી દીધા છે, ત્રણે જગતના લોકોને શુભ સમાગમની સંપત્તિ આપવામાં જે કુશળ છે અને સત્ય ધર્મના રાજાના જયના શબ્દને જે જાહેર કરે છે, એવો તમારો જે દુંદુભિ તે આકાશને વિષે ગર્જના કરી રહ્યો છે।—૩૨

वसंततिलका वृत्तम्

मंदारसुंदरनमेरुसुपारिजात–
संतानकादि कुसुमोत्करवृष्टिरुद्धा ।
गंधोदबिंदुशुभमंदमरुत्प्रपाता
दिव्या दिवः पतति ते वचसां ततिर्वा ॥ ३३

વસંતતિલકા

મંદાર, સુંદર ન મેરુ જ પારિજાતને,
સંતાન આદિ કુસુમની બહુ વૃષ્ટિ ભારે
પાણી કણે સુરભી મંદ સમીર પ્રેરે,
શું દિવ્ય વાણી તુજ સ્વર્ગ થકી પડે તે. ૩૩

હરિગીત

મંદાર સુંદર પારિજાત નમેરુ આદિ ફૂલથી,
બહુ ભાતની અતિ રમ્ય જ્યાં વૃષ્ટિની ધારા થતી,
એ સ્વર્ગની શુભ વૃષ્ટિને જળ મંદ વાયુ પ્રેરતો
એ વૃષ્ટિ તો તુજ વાણીની અતિ પ્રિય ધારા ધારતો. ૩૩

મંદાક્રાંતા

મંદારાદિ સુરતરુતણા, પુષ્પ શુ પારિજાત,
વૃષ્ટિ તેની પ્રભુ પર થતાં, દિવ્ય ધારા થતી જે.
એ ધારામાં શિતળ જળનો, વાયુ સુગંધિ આપે.
જાણે વાગે જિન વચનની, રમ્ય માળા પડે છે. ૩૩

મંદાર, સુંદર નમેરુ, પારિજાત અને સંતાનક ઇત્યાદિક વૃક્ષોના કુસુમોની જે દિવ્ય વૃષ્ટિ, સુગંધીદાર પાણીના બિંદુ વડે શીતળ અને મંદ વાયુએ પ્રેરાએલી સ્વર્ગમાંથી પડી જ પડે છે તે જાણે તમારા ભાષણની દિવ્યમાળા જ પડતી હોય નહિ શું?—૩૩

वसततिलका वृत्तम्

शुंभत्प्रभावलयभूरिविभा विभोस्ते
लोकत्रयद्युतिमतां द्युतिमाक्षिपन्ति।
प्रोद्यत् दिवाकरनिरंतरभूरिसंख्या
दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्याम्॥ ३४

વસતતિલકા

શોભે વિભો! પ્રસરતી તુજ કાંતિ ભારે,
ત્રૈલોકના દ્યુતિ સમુહની કાંતિ હારે,
તે ઉગતા રવિ સમી બહુ છે છતાં એ,
રાત્રિ જીતે શીતલ ચંદ્ર સમાન તેજે. ૩૪

હરિગીત

પ્રભુ આપની કાંતિ અતીશે તેજનો અંબાર છે,
ત્રિલોકના સૌ તેજને ઝાંખુ અતિ કરનાર છે,
બહુ સૂર્ય કેરા તેજથી કાંતિ અતીશે શોભતી,
ચંદ્રે સરજેવી રાત્રિને એ કાંતિ તો જીતી જતી ૩૪

મંદ ક્રાંતા

કાંતિ તારી અતિ સુખ ભરી, તેજવાળા વિશેષે,
ઝાંખા પાડે ત્રણ જગતના, દ્રવ્યના તેજને બે,
જો કે ભાસે રવિ સમૂહની, ઉગ્રતાથી ય ઉગ્ર,
તો યે લાગે શિતળ બહુ એ, ચંદ્રની ટાઢીથી ય ૩૪

ત્રણે જગતના તેજસ્વી પદાર્થોના તેજને પણ ઝાંખુ પાડે તેવી, શોભાયમાન પ્રભામંડળ વાળી તમારી અતિ તેજસ્વી કાંતિ, અસંખ્ય સૂર્યના સમૂહ જેવી તેજસ્વી હોવા છતાં ચંદ્રના જેવી શીતળ પ્રભાથી ચાંદની રાતને પણ જીતે છે —૩૪

वसततिलका वृत्तम्

स्वर्गापवर्गगममार्गविमार्गणेष्ट·
सद्धर्मतत्वकथनैकपटुस्त्रिलोक्याम् ।
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व–
भाषास्वभावपरिणाम गुणै· प्रयोज्य· ॥ ३५

વસંતતિલકા

જે સ્વર્ગ મોક્ષમમ માર્ગ જશોવી આપે,
સદ્ધર્મ તત્ત્વ કથવે પટુ ત્રૈણ લોકે,
દિવ્ય ધ્વનિ તુજ થતો વિશદાર્થ સર્વ,
ભાષા સ્વભાવ પરિણામ ગુણેથી યુક્ત ૩૫

હરિગીત

જે સ્વર્ગને શુભ મોક્ષ કેરા માર્ગને દેખાડતો,
ત્રિલોકને સદ્ધર્મના કથનો પટુ સુણાવતો,
ભાષા તણા પરિણામને વળી પ્રાણુ મનમા ધારતો,
ધ્વનિ દિવ્ય એવો આપનો સૌ અર્થને સમજાવતો ૩૫

મંદાક્રાંતા

પદ્દી દાતા કુશળ અતિશે, મોક્ષ ને સ્વર્ગ બન્ને
સાચો ધર્મી ત્રિજગ ભરમા, શુદ્ધ તત્ત્વે પ્રવીણ,
એવો તારો વિશદ ધ્વનિ ભાવાર્થ ગૂઢે ભરેલો,
ભાષા ગુણે સકળ પરિણામે સ્વભાવે રહેલો ૩૫

સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવામા ઇષ્ટ તેમજ ત્રણે લોકને વિષે સત્ય ધર્મનું તત્ત્વ કહેવામા જે એક જ માત્ર નિપુણ છે એવો તમારો જે દિવ્ય ધ્વનિ તે નિર્મળ અર્થવાળો હોવાથી સર્વ ભાષાના સ્વભાવના ગુણને પામીને (સર્વત્ર) થાય છે—૩૫

## નોંધ

શ્રી વાડીલાલભાઇએ કેટલાક શ્લોકોની નીચે સાધકનું ધ્યાન ખેંચનારી નાની નોંધો મૂકી છે તે સ્થળસંકોચને લીધે છોડી દેવી પડી છે. પણ ૩૮થી ૪૮ સુધીના શ્લોક માટેની નોંધ વધુ ઉપયોગી હોઇ નીચે આપી છેઃ

" ૩૭ શ્લોક સુધી ભગવાનનાં શરીર, સમોસરણ, જ્ઞાન-પ્રભા વગેરેનું વર્ણન કર્યું, કે જેથી દેશના દેતા પ્રભુજી આપણી આંખ આગળ કલ્પી શકીએ. હવે ૩૮મા શ્લોકથી, એ પ્રભુમા દૃઢ શ્રદ્ધા ધરાવનારના સંકટો નાશ પામે છે એ વર્ણન છે. પાઠ કરનારે અહીં ટટ્ટાર થવુ. આ શ્લોકો દૃઢતાપૂર્વક અને જુસ્સાથી બોલવાના છે બોલતી વખતે મનમાં એવો ખ્યાલ થવો જોઇએ કે મારે માથે આમાનુ કોઇ સંકટ આવી શકે જ નહિ અને આવે તો મારા સમર્થ રક્ષકના નામ માત્રથી તે અદૃશ્ય થવું જ જોઇએ પોતાના હૃદયરૂપી ક્ષેત્રને આવી કલ્પના વડે દરદ અને સંકટને માટે નાલાયક બનાવવુ એ જ હવે પછીના શ્લોકની ભાવનાનુ તાત્પર્ય છે."

वसततिलका वृत्तम्

श्च्योतन् मदाविलविलोलकपोलमूलं
मत्तभ्रमद् भ्रमरनाद विवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतंतं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ।। ३८

વસંતતિલકા

વેતા મદે મલિન ચંચળ શિર તેવો,
ગુંજારવે ભ્રમરના બહુ ક્રોધી એવો,
ઐરાવતે તુલિત ઉદ્ધત હાથી સામે,
આવેલ જોઈ તુમ આશ્રિત ભી ન પામે ૩૮

હરિગીત

ભીનુ થયુ શિર જેહનુ મદ સ્નિગ્ધના ઝરવા થકી,
કોપિત છે ભ્રમરો તણા ફરતા બહુ ગુંજારથી,
એવો ઐરાવત હસ્તી જો શિર ધૂણતો કદી આવતો,
તુજ આશ્રિતોને દેખીને પળવારમા આઘો જતો ૩૮

મંદાક્રાંતા

જે કોપ્યો છે ભ્રમર ગણના ગુંજવાથી અતિશે,
જેનુ માથુ મદ ઝરણુથી છેક ભીનુ જ દીસે,
એવો ગાંડો મૃગપતિ કદિ આવતો હોય સામે,
તો યે કાંઇ ભય નવ રહે હે પ્રભુ આપ નામે ૩૮

જેનુ ગંડસ્થળ ઝરતા મદવડે કરીને ખરડાએલુ છે, વળી જે માથુ ધુણાવ્યા કરે છે અને આજુબાજુ ભમતા ઉન્મત ભ્રમરાઓના ગુંજારવ વડે જેનો કોપ વૃદ્ધિને પામેલો છે, વળી જે ઉદ્ધત એરાવત જેવો છે એવો હાથી પણ જો કદાચ સામે આવે તો પણ તેને દેખીને જે તમારો આશ્રિત હોય છે તેને ભય ઉપજતો નથી —૩૮

वसंततिलका वृत्तम्

भिन्नेभकुंभगलदुज्ज्वलशोणिताक्त-
मुक्ताफल प्रकरभूषितभूमिभागः ।
यद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते॥ ३९

વસંતતિલકા

ભેદી ગજેન્દ્ર શિર શ્વેત, રૂધિરવાળા,
મોતી સમૂહ થકી ભૂમિ દિપાવી એવા;
દોડેલ સિંહતણી દોટ વિષે પડે જે,
ના તુજ પાદ ગિરિ આશ્રયથી મરે તે. ૩૯

હરિગીત

જે હસ્તિના શિર છેદીને મોતી તણી સર પાડતો,
રક્તે ભરેલા મોતીથી ભૂમિ ભાગને શોભાવતો;
ધસી આવતાએ સિંહની સન્મુખ આશ્રિત જો જતો,
નહિ સિંહ તે તુજ પાયગિરિના આશ્રિતોને મારતો. ૩૯

મંદાક્રાંતા

જે હાથીનાં શિરમહિ રહ્યા રક્તથી યુક્ત છે ને,
મોતીઓથી વિભૂષિત કર્યાં ભૂમિના ભાગ જેણે;
એવો સામે મૃગપતિ કદિ આવતો જો રહે છે,
નાવે પાસે શરણ પ્રભુજી આપનું જે ગ્રહે છે. ૩૯

જેણે હાથીઓના કુંભસ્થળ છેદીને, તેમાંથી ગળતાં ઉજ્જ્વળ અને લોહીથી ખરડાએલાં મોતી વડે પૃથ્વી શોભાવી છે : એવા બળવાન દોડતા સિંહની દોટમાં જે માણસ આવી પડ્યો હોય, તે પણ જો તમારા ચરણ રૂપી પર્વતનો આશ્રય લે તો તેને તેવો સિંહ પણ પંજામાં લઈ શકતો નથી.—૩૯

वसततिलका वृत्तम्

कल्पांतकालपवनोद्धतवन्हिकल्प
दावानलं ज्वलितमुज्वलमुत्फुलिंगम्।
विश्वं जिघत्सुमिव संमुखमापतंतं
त्वन्नाम कीर्तननजलं शमयत्य शेषम्॥ ४०

વસંતતિલકા

જે જોરમાં પ્રલયના પવને થએલો,
ઓદા ઉડે બહુ જ અગ્નિ દવે ધીકેલો,
સંહારશે જગત સન્મુખ તેમ આવે,
તે તુજ કિર્તનરૂપી જળ શાંત પાડે ૪૦

હરિગીત

સંહારકાળે વાયુ જે મદથી ભમાવે અગ્નિને,
તે અગ્નિવાળો ઉજળો દવ જે ઉડાડે જ્વાળને,
મહાગ્ના એ વિશ્વને દવ જો કદાપિ આવતો,
તુજ ભક્તિરૂપી પાણીથી તે સદ્ય શાંતિ પામતો ૪૦

મંદાક્રાંતા

કલ્પાં કેરા સમય પવના વાયનાથી અતિશે,
ઉડે જેમાં વિવિધ તણખા અગ્નિકેરા ય મિત્ર,
એવો અગ્નિ સમીપ કદિએ આવતો હોય પોતે,
તારા નામ સ્મરણ જળથી થાય છે શાંત તો તે ૪૦

પ્રલયકાળના પવનથી ઉદ્ધત થયેલા અગ્નિ જેવો, જેની અંદરથી ઘણા તણખા ઉડે છે એવો, અને ઘણા જ પ્રકાશવાળો એવો દાવાનળ-વનનો અગ્નિ જાણે જગતને બાળી નાખવાની જ ઈચ્છા કરતો હોય નહિ તેમ જોરમાં સળગતો જો સન્મુખ આવે તો તેને પણ તમારા નામનુ કીર્તનરૂપી—તમારા સ્તવન રૂપી જળ અશેષ સમાવી દે છે—સમગ્ર બુઝાવી નાખે છે —૪૦

वसततिलका वृत्तम्

रक्तेक्षणं समदकोकिलकंठनीलं
क्रोधोद्धतं फणिनमुत्फणमापतंतं ।
आक्रामति क्रमयुगेन निरस्तशंकस्
त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः॥ ४१

વસતતિલકા

જે રક્તનેત્ર, પિક કંઠ સમાન કાળો,
ઊંચી ફણે સરપ સન્મુખ આવનારો,
તેને નિશંક જન તેહ ઉલંઘી ચાલે,
ત્વ નામ નાગદમની દિલ જેહ ધારે ૪૧

હરિગીત

જે શ્યામ કોકિલ કંઠ જેવો લાલ આંખો રાખતો,
ઊંચી કરી નિજ ફેણને મદથી છકેલો ચાલતો,
ક્રોધી બનેલો નાગ એવો જો ધસીને આવતો,
તુજ નામરૂપી નાગદમનીએ નિશંક હું જતો ૪૧

મંદાક્રાંતા

કાળો કાળો અતિશય બની લાલ આંખો કરેલી,
ક્રોધે પૂરો બહુવિધ વળી ઉછળે ફેણ જેની,
એવો મોટો મણિધર કદિ આવતો હોય સામે,
નિશ્ચે થશે તુરત અહિ તે હે પ્રભુ આપ નામે ૪૧

લાલચોળ આંખો વાળો મદોન્મત, કોયલના કંઠ જેવો કાળો, અને ક્રોધ કરીને ઉધ્ધત (છછડાએલો) એવો સર્પ ઉંચી ફેણ કરીને સામો ધસી આવતો હોય તેને પણ જે માણસની પાસે તમારા નામરૂપી નાગદમની (સર્પનું દમન કરનાર ઔષધી) હોય છે તે માણસ નિશંક પણે એ ળગી જાય છે। (એવો સાપ પણ તમારા ભક્તને કરડી શકતો નથી)—૪૧

वसततिलका वृत्तम्

वल्ग-तुरंगगजगर्जित भीमनाद-
माजौ वलं बलवतामपिभूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
त्वत् कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥ ४२

વસતતિલકા

નાચે તુરંગ ગજ શબ્દ કરે મહાન.
એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય,
ભેદાય છે તિમિર જેમ રવિ કરેથી,
છેદાય શિઘ્ર ત્યમ તે તુજ કીર્તનેથી, ૪૨

હરિગીત

અશ્વો બધા જ્યાં કૂદતા ભીમનાદ હસ્તી પાડતા,
એવા મહા સંગ્રામમાં દળ ભૂપતિના આવતા;
રવિરાજ જેમ દળ તિમિરનાં પળવારમાં સંહારતા,
ત્યમ સૈન્ય એ ભેદાય છે જો થાય તારાં કીર્તનો. ૪૨

મંદાક્રાંતા

અશ્વો કૂદે ગજગણ કરે ભીમનાદો અતિશે,
એવી સેના સમરભૂમિમાં ગજતી જિતમિષે;
ભેદાયે તે તુરત પ્રભુજી આપનાં કીર્તનોથી,
જાણે નાસે તિમિર સઘળાં સૂર્યનાં કિરણોથી. ૪૨

જેની અંદર ઘોડાઓ કૂદી રહ્યા છે અને હાથીઓની ગર્જનાના ભયાનક શબ્દો થઇ રહ્યા છે એવા રણને વિષે રહેલા બળવાન ભૂપતિના સૈન્યને પણ જેમ ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓ વડે અંધકારનો નાશ કરી શકાય છે તેમજ તમારા કીર્તનથી ભેદી શકાય છે' (તમારી ભક્તિથી એવું સૈન્ય પણ જીતી શકાય છે.)—૪૨

वसततिलका वृत्तम्

कुताग्रभिन्नगजशोणितवारिवाह-
वेगावतारतरणातुरयोधमीमे ।
युद्धेजय विजितदुर्जयजेयपक्षास्
त्वत् पादपकजवनाश्रयिणो लभते ॥ ४३

વસતતિલકા

ભાના થકી શોણિત હસ્તિ રૂધિર વ્હે છે
યોદ્ધા પ્રવાહ થકી આતુર જ્યા તરે છે
એવા યુધે અજીત શત્રુ જીતે જનો તે,
ત્વત્ પાદ પંકજની વન શર્ણું લે છે ૪૩

હરિગીત

જ્યા હસ્તિઓના અંગો ભાલાવડે ભોકાનતા
તે લોહીની ધારામહી બહુ સૈનિકો ત્યા ચાનતા
એવા ભયાનક યુદ્ધમા જ્યા શત્રુઓ બહુ મ્હાનતા
એવા અજીત મહાશત્રુને તુજ આશ્રિતો જીતી જતા ૪૩

મંદાક્રાંત

ભોકાતા જ્યા કરિ શરીરમા લોહીધારા વહે છે
તેમા મ્હાની અહિં તહિં અરા સૈનિકો તો ગડે છે
એ સંગ્રામે ત્વ નહીં કદિ જિતકેરી નિશાની
લીધુ જેણે શરણ તુજ તો હાર હોયે જ શાની! ૪૩

ભાલાઓની અણીઓ વડે છેદાઇ ગયેલા હાથીઓના રૂધિરનો પ્રવાહ જ્યા આગળ વહે છે અને જ્યાં તે પ્રવાહની અંદર યોદ્ધાઓ તરવાગા આતુર થઈગયેલા છે એવા ભયાનક યુદ્ધને વિષે જેમને તમારા ચરણ કમળ રૂપી વનનો આશ્રય હોય છે તેઓ અજીત શત્રુઓને પણ જીતી શકે છે —૪૩

वसततिलका वृत्तम्

अंभोनिधो क्षुभितभीषणनक्रचक्र–
पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ।
रंगत्तरंगशिखरस्थितयानपात्रास्
त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४४

વસંતતિલકા

જ્યાં ઉછળે મગરમચ્છ તરંગ ઝાઝા
ને વાડવાગ્નિ ભયકારી થકી ભરેલા,
એવા જ સાગર વિષે સ્થિત નાવ જે છે
તે નિર્ભયે તુજતણા સ્મરણે તરે છે ૪૪

હરિગીત

દરિયામહિં વડવાનળે જળપ્રાણી જ્યાં બીતા બધા,
ઉછળી રહ્યા જ્યાં જોરથી પાણીતણા મોજા ઘણા
એવા પ્રભુ, દરિયા મહીં જ્યાં નાવિકો બહુ વિચરે
ભય છોડી તે દરિયો તરે જે આપની યાદી કરે ૪૪

મંદાક્રાંતા

જ્યાં ત્યાં ફૂદાકૂદ કરી જ્યાં નક્રચક્રો ફરે છે
જેમાં મોજા અહીં તહીં બહુ જોરથી ઉછળે છે
એવા અબ્ધિમહીં કદિ અહા યાત્રિકો જો ફસાયે
સંભારે જો પ્રભુજી તમને ભીતિ તો દૂર થાયે ૪૪

ભયંકર મગરમચ્છ આદિ નક્રચક્ર જળચર જંતુઓ જેની અંદર ઉછળી રહ્યા છે. અને ભયાનક વડવાગ્નિ જેની અંદર અતિશય પ્રજ્વલિત થઈ રહ્યો છે, તથા મોટા મોટા મોજાઓ જેની અંદર ઉછળી રહ્યા છે એવા તોફાની સમુદ્રની અંદર જે વહાણો (વહાણની અંદરના મનુષ્યો) આવી પડેલા હોય છે તે પણ તમારા સ્મરણથી નિઃશંકપણે જઈ શકે છે —૪૪

वसततिलका वृत्तम्

उद्भूतभीषणजलोदरभारभुग्ना:
शोच्यादशामुपगताश्च्युतजीविताशा: ।
त्वत् पादपंकजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवति मकरध्वजतुल्यरूपा: ॥ ४५

વસતતિલકા

જે કે નમ્યા ભયદ રોગ જળોદરેથી,
પામ્યા દશા દુખદ આશ ન દેહ તેથી
ત્વત્પાદ–પદ્મ–રજ અમૃત નિજ દેહે,
ચોળે બને મનુજ કામ સમાન રૂપે ૪૫

હરિગીત

વાંકા વળ્યા છ અંગ સૌ જેના જળોદર રોગથી,
દુખીઆ બન્યા તે રોગીઓ આશા નહિ આયુષ્યની,
પ્રભુ આપના પદ પંકજે રજ ચોંટી જે સુધા સમી,
રજ ચોળતા તે પામતા કાન્તિ રૂપાળી કામની ૪૫

મદાક્રાંતા

અંગો જેના અતિશય વળ્યા પેટના વ્યાધિએથી,
જેણે છોડી જીવન જીવવા સર્વથા આશ તેથી
તેવા પ્રાણી શરણ પ્રભુજી આપનું જો ધરે છે,
તેઓ નિશ્ચે જગતભરમા દેવરૂપે ફરે છ ૪૫

ભયંકર જળોદર રોગના ભારથી નમી ગએલા અને તેથી કરીને જેમણે જીવનની આશા છોડી દીધી છે એવી મહા દુઃખદ અવસ્થાને જેગા પામેલા હોય છે તેઓ પણ તમારા ચરણકમળની રજરૂપી અમૃતનુ જો પોતાના શરીરને લેપન કરે તો (રોગથી રહિત થઇને) કામદેવ જેવા સુંદર શરીરવાળા થાય છે —૪૫

वसततिलका वृत्तम्

आपादकंठमुरुशृंखलवेष्टितांगा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजंघाः ।
त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरंतः
सद्यः स्वयं विगतबंधभया भवंति ॥ ४६

વસંતતિલકા

બેડી જડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંઘ ઘસાય જેની,
એવા અહોનિશ જપે તુજ નામ મંત્ર.
તો તે જનો તુરત થાય રહિત બંધ. ૪૬

હરિગીત

પગ માંડીને માથા સુધી બેડી જડી જે કેદીને,
તે બેડીને ઝીણી અણી બહુ કષ્ટ દેતી જાંઘને,
એ કેદી પણ જપ જાપતો તુજ નામના નિર્ગત જો,
એ સાંકળોનાં બંધનો, પળવારમાં તૂટી જાય તો. ૪૬

મંદાક્રાંતા

જે કેદીના પગમહીં અરે બેડીઓ તો પડી છે,
માથાથી તે જકડી લઈને જાંઘ સુધી જડી છે,
એવા કેદી મનુજ પ્રભુજી આપને જો સ્મરે છે.
સર્વે બંધો ઝટપટ છૂટી છૂટથી તે ફરે છે ૪૬

પગથી તે ગળા સુધી જડેલી બેડીઓ વડે જેના અંગ વીંટાઈ ગયા છે, અને તે બેડીઓના ગાઢ બંધનથી તેની કોટીઓની ઝીણી અણીઓ વડે જેમની જાંઘો ઘસાયા કરે છે, તે માણસો પણ જો તમારા નામનું નિરંતર સ્મરણ કરે છે તો તુરત તેમની મેળે જ બંધનના ભયથી મુક્ત થઈ જાય છે.—૪૬

वसततिलका वृत्तम्

मत्तद्विपेन्द्रमृगराजदवानलाहि-
संग्रामवारिधिमहोदरबंधनोत्थम् ।
तस्याशु नाश मुपयाति भयं भियेव
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७

વસતતિલકા

જે મત્ત હસ્તી, અહિ, સિંહ, દવાનલાગ્નિ,
સગ્રામ, સાગર, જળોદર બધનોથી,
પેદા થએલ ભય, તે ઝટ નાશ પામે,
તારુ કરે સ્તવન આ મતિમાન પાઠે ૪૭

હરિગીત

હાથી, અહિ, સિંહ, યુદ્ધ ને દવ રોગી પ્રાણી કેદના,
પ્રભુ વિશ્વમા સૌ ત્રાસ આ ભારી અમે સૌ જાણતા,
જે આપની સ્તુતિતણુ બહુ ધ્યાન નિત્યે થાય છે
ભય એ ગયા સૌ દુ ખના પળવારમા દુર થાય છે ૪૭

મદાક્રાંતા

ગાડા હાથી, સિંહ, દવ અને સર્પ યુદ્ધેય એવી,
અબ્ધિકેરી ઉદર—દર્દે બધને કે બનેલી,
એવી ભીતિ ઝટપટ બહુ તેમની તો હરે છે,
જેઓ તારુ સ્તવન પ્રભુજી પ્રેમથી રે કરે છે. ૪૭

જે બુદ્ધિમાન માણસ તમારૂ આ સ્તવન ભણે છે તેના મદોન્મત્ત હાથીથી, સિંહથી, દાવાનળ અગ્નિથી, યુદ્ધથી, સમુદ્રથી અને જળોદર અને બંધન એ સંબંધી ઉત્પન્ન થએલા ભય-ભયથી જ જેમ નાશ પામતા હોય તેમ, આ સ્તોત્રના પાઠમાત્રથી ઝટ નાશ પામે છે।—૪૭

वसंततिलका वृत्तम्

स्तोत्र स्त्रजं तव जिनेंद्र गुणैर्निबद्धां
भक्त्या मया विविधवर्णविचित्रपुष्पाम्।
धत्ते जनो य इह कंठगतामजस्रं
तं मानतुंग मवशा समुपैति लक्ष्मीः॥ ४८

વસંતતિલકા

આ સ્તોત્રમાળ તુજના ગુણથી ગૂંથી મેં,
ભક્તિ થકી વિવિધ વર્ણ રૂપી જ પુષ્પે;
તેને જિનેન્દ્ર જન જે નિત કંઠ નામે,
તે માનતુંગ અવશ શુભ લક્ષ્મી પામે ૪૮

હરિગીત

તુજ ગુણ રૂપી દોરીએ વળી વર્ણ રૂપી પુષ્પથી,
આ સ્તોત્ર રૂપી હારની રચના રચી મેં પ્રેમથી,
આ સ્તોત્રના શુભ હારને નિત્ય કંઠ જેઓ રાખતા,
તે માનતુંગી મોક્ષ લક્ષ્મીને સુખેથી પામતા. ૪૮

મંદાક્રાંતા

જેને ગૂંથી ગુણગણરૂપે વર્ણફૂલે રમૂજી,
એવી માળા વિવિધ વિધિએ આપની હે પ્રભુજી'
તેને જેઓ નિશદિન અહા કંઠમાંહે ધરે છે.
તેઓ લક્ષ્મી સુખથી જગમા માનતુંગી વરે છે. ૪૮

હે જિનેંદ્ર 'આ સ્તોત્રરૂપી માળા મેં (માનતુંગાચાર્યે) તમારા ગુણરૂપી દોરા વડે વિચિત્ર અક્ષરરૂપી રંગવાળા પુષ્પો થકી ભક્તિ વડે ગૂંથેલી છે તેને જે માણસ હમેશા પોતાના કંઠને વિષે ધારણ કરશે તે સન્માન થકી ઊંચા થએલા (હોઇને) અવશ્ય (મુક્તિરૂપી) લક્ષ્મીને પામશે —૪૮

અહીં ભક્તામર સ્તોત્ર પૂરું થાય છે કોઈ શખસ એકાગ્ર ચિત્તે એકાંતમાં સંપૂર્ણ દૃઢતાપૂર્વક જો આ પાઠ કરે અને લાગલાગટ ત્રણેક માસ એક જ સમયે તેમ કર્યા કરે તો ઇચ્છિત કાર્ય સફળ કરી શકે, એમાં કાંઇ શક જેવું નથી એવા અખતરા અજમાવેલા છે

આ સ્તોત્રથી વળી ચિત્તની એકાગ્રતા રૂપી લાભ થાય છે હિપ્નોટિક શક્તિ આવે છે અને પ્રભુસ્મરણથી થતી આત્મશુદ્ધિનો પણ લાભ થાય છે અર્થ સમજી‌સમજીને, શબ્દોના શુદ્ધ ઉચ્ચાર સાથે તેવી જ કલ્પના કરતા જવું જોઇએ

ભમરીના ધ્યાનથી ઇયળ ભમરી બને છે માટે જો ધ્યાન ખરેખર દૃઢ હોય તો કશું અશક્ય નથી બાકી માત્ર પાઠ બોલી જવાથી તો કશો આત્મિક લાભ થતો નથી

—વાડીલાલ મોતીલાલ શાહ
(તેમના ભક્તામર પુસ્તકનું છેલ્લું પાનું)




(૧) મૂળ સંસ્કૃત વસંતતિલકામાં
કર્તા—શ્રી કુમુદચંદ્ર સ્વામી. અપરનામ
શ્રી સિદ્ધસેન દિવાકર

(૨) હરિગીત છંદમાં પદ્યાનુવાદ
કર્તા—હરજીવન રાયચંદ શાહ

(૩) હરિગીત છંદમાં બીજો પદ્યાનુવાદ
કર્તા—મગનલાલ મોતીચંદ શાહ

(૪) ગદ્યમાં ભાવાર્થ

# શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

જૈનાચાર્ય કુમુદચંદ્ર સ્વામી, અપરનામ શ્રી સિદ્ધસેન દિવાકરે ઈશ્વર ભક્તિ દ્વારા મનુષ્યને, દુઃખને દમવાની અને શક્તિ (will to power) ખીલવવાની કળા શીખવી હતી. એમણે કલ્યાણમંદિર સ્તોત્ર નામનું કાવ્ય લખ્યું છે તેનો ઘણા જૈનો આજ પણ પ્રાતઃકાળમાં પાઠ કરે છે

આ કાવ્ય ખરે અદ્‌ભુત છે. પણ આજે એનું રહસ્ય સમજનારા ઘણા થોડા છે બધા એમજ માને છે કે પાઠના શબ્દો બોલી જવાથી કોઈ આકાશમાંનો દેવ પ્રસન્ન થશે અને અમારા દુઃખ અને પાપ ખેંચી લેશે ' પણ એવું કાંઈ બનતું નથી !

એ પાઠમાંના શબ્દો ભાવના જગાડવા માટે છે એ શબ્દો રૂપી દોરડીને પકડીને ભાવનાની સીડીના પગથિયા ચડવા જોઈએ, ઉપરની અને એથીએ ઉપરની ભૂમિકા પર પહોચવું જોઈએ, કે જેથી એ ભૂમિકા પરના નીડર વાતાવરણમાં મહાલી શકાય, એ 'પહાડી' વાતાવરણનો દમ લેવાય અને તેને પરિણામે 'દુઃખ' નષ્ટ થાય

—વાડીલાલ મોતીલાલ શાહ

वसततिलका

कल्याण मंदिर मुदार मवद्यभेदि
भीता भयप्रदम निन्दित मंघ्रिपद्मम्।
संसार सागर निमज्जदशेष जंतु
पोतायमान मभिनम्य जिनेश्वरस्य॥ १

હરિગીત

કલ્યાણનું મંદિર અને ઉદાર ઇચ્છિત આપવે,
દાતા અભય ભયભીતને સમર્થ દુરિત કાપવે
સંસાર દરિયે ડૂબતાને નાવ રૂપે જે વળી,
નિર્દોષ પ્રભુના પદકમળને પ્રથમ હું પ્રેમે નમી ૧

હરિગીત

કલ્યાણકારી, પાપહારી ઇચ્છિત વસ્તુ આપતા,
ભયભીતના જે અભયદાતા જન્મ મરણ નિવારતા,
સંસાર દરિયે ડૂબતાને તારતી નૌકા ખરી,
તે પાર્શ્વ જિનના પદ કમળને નમન કરીને પ્રેમથી ૧

કલ્યાણના મંદિર રૂપ, ઇચ્છિત વસ્તુ આપનાર, પાપનો નાશ કરનાર, દુઃખના સમુદ્રરૂપ સંસારથી ત્રાસેલા જીવોને અભયદાન આપનાર, સંસાર સાગરમાં ડૂબતા જીવોને નૌકા સમાન એવા શ્રી જિનેશ્વરના ચરણકમળને નમસ્કાર કરીને—૧

वसततिलका

यस्य स्वय सुरगुरुर्गरि मांबुराशेः
स्तोत्रं सुविस्तृत मतिर्न विभुर्विधातुम् ।
तीर्थेश्वरस्य कमठस्मय धूमकेतोस्
तस्याहमेप किल संस्तवनं करिष्ये ॥ २ युग्मम्

હરિગીત

મહિમા ખરે સાગર સમો તેની સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુરગુરુ તે છેક શક્તિહીણુ દીસે:
વળી કમઠકેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કરીશ જ તેમની હું તો ખરે. ૨

હરિગીત

ધૂમકેતુ અગ્નિ રૂપ જેનું ગર્વ કમઠનો ગાળતુ,
મહિમા ભર્યો છે સિન્ધુ સરખો અતિશયોથી ગાજતુ,
અતિ બુદ્ધિમાન બૃહસ્પતિની વાણી જે ન કહી શકી,
તે તીર્થપતિ શ્રી પાર્શ્વ પ્રભુની આદરી મેં સ્તુતિ ખરી ૨

મહા બુદ્ધિશાળી બૃહસ્પતિ જેવા પણ જે પ્રભુના મહિમાના સાગરનુ વર્ણન કરવાને સમર્થ થતા નથી અને કમઠ નામે દૈત્યના ગર્વને બાળી નાખનારા પ્રત્યક્ષ અગ્નિરૂપ એવા તીર્થંકર શ્રી પાર્શ્વપ્રભુની હું ખરા દિલથી સ્તુતિ કરીશ ૨

वसंततिलका

सामान्यतोऽपि तव वर्णयितुं स्वरूपम्
अस्मादृशाः कथमधीश भवंत्यधीशाः।
धृष्टोऽपि कौशिक शिशुर्यदि वा दिवान्धो
रूपं प्ररूपयति किं किल घर्म रश्मेः॥ ३

હરિગીત

સામાન્યરીતે પણ તમારા રૂપને વિસ્તારવા,
જિનરાજ' શક્તિમાન દુર્લભ મૂઢ મુજસમ છે થવા,
દિન અંધ ધીરજવાન બચ્ચું ઘુડનું જો તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને વર્ણી શકાશે સ્નેહથી ૩

હારગીત

સામાન્ય પણ હે નાથ' તારા સ્વરૂપને કહેવા મથુ,
અશક્તિન છે ભાન મુજને, એમ જાણુ હું ખરુ,
દિવાંધ બચ્ચુ ઘુવડનુ જો બુદ્ધિથી કહેવા મથે,
સૂર્યના પ્રકાશનુ તે કેમ વર્ણન કરી શકે? ૩

ઘૂડ પક્ષીનુ બચ્ચુ ગમે તેટલુ ધીરજવાળું હોય તોપણ દિવસના તે આંધળુ રહેતુ હોવાથી, સૂર્યનુ સ્વરૂપ વર્ણવવાને તે શક્તિમાન નથી. તેવી જ રીતે હે સ્વામી! મારા જેવા (મંદબુદ્ધિવાળો) આપના સ્વરૂપનું સામાન્ય વર્ણન પણ કેવી રીતે કરી શકવાનો હતો? ૩

वसंततिलका

मोहक्षयादनुभवन्नपि नाथ मर्त्यो
नूनं गुणान् गणयितु न तव क्षमेत ।
कल्पान्तवांत पयसः प्रकटोऽपि यस्मान्
मीयेत केन जलधेर्ननु रत्नराशि॰॥ ४

હરિગીત

અનુભવ કરે તુજ ગુણ તણો જે મોહના ટળવા થકી,
નહિ પાર પામે નાથ! તે પણ આપ ગુણ ગણતા કરી,
જેમ પ્રલયકાળ વડે ખમેલા જળ થકી સમુદ્રના,
ખુલ્લા થએના રત્નદગલા કોંથી માપી સકાય ના ૪

હરિગીત

મોહ કર્મના નાશથી જે જ્ઞાન અનુભવ કરી શક્યા,
તે જ્ઞાની પણ હે નાથ તારા ગુણને ના ગણી શક્યા
કલ્પાનકાળે સમુદ્રના જળ પવનથી હાલી જતા,
ખુલ્લા થએના રત્નના ઢગ કોણ શું માપી જતા? ૪

જેમ પ્રલયકાળને લીધે સમુદ્રનું પાણી ખસી જવાથી ખુલ્લો થએલો રત્નનો સમૂહ કોઈથી માપી શકાય નહિ તેમ હે નાથ! જેનામાંથી મોહ દૂર થએલ છે એવા પુરુષો પણ આપના ગુણનું વર્ણન કરવાને શક્તિવાન નથી ૪

वसंततिलका

अभ्युद्यतोऽस्मि तव नाथ जडाशयोऽपि
कर्तुं स्तवं लसदसंख्य गुणाकरस्य ।
बालोऽपि किं न निजबाहुयुगं वितत्य
विस्तीर्णतां कथयति स्वधियाम्बुराशेः॥ ५

હરિગીત

દેદીપ્યમાન અસંખ્ય ગુણની ખાણ નાથ તમારી હું,
આરંભતો કરવા સ્તુતિ પણ મંદબુદ્ધિમાન છું,
શું બાળ પણ કે'તું નથી પ્રસારી બેઉ હાથને,
નિજ બુદ્ધિના અનુસારથી ઉદધિતણા વિસ્તારને? ૫

હરિગીત

અસંખ્ય તેજસ્વી ગુણો પ્રભુ આપમાં શોભી રહ્યા,
ઉત્સુક છું તે ગુણ ગાવા બુદ્ધિમંદ હું છું છતાં,
બાળ પણ પહોળા કરી નિજ હાથથી કહેતુ નથી?
શું, સમુદ્રના વિસ્તારને સ્વબુદ્ધિએ માપી કરી? ૫

જેમ બાળક પણ પોતાની સમજણ પ્રમાણે સમુદ્રનો વિસ્તાર જણાવવાને પોતાના બેઉ હાથ પ્રસારે છે તેમ હે નાથ! હું પણ મંદબુદ્ધિનો છતાં તમારા અસંખ્ય તેજસ્વી ગુણોની ખાણનું વર્ણન કરવાને ઉદ્યમી થયો છું. ૫

वसततिलका

ये योगिनामपि न याति गुणास्तवेश
वक्तु कथं भवति तेपु ममावकाश ।
जातातदेवमस मीक्षित कारितेय
जल्पति वा निजगिरा ननु पक्षिणोऽपि॥ ६

હરિગીત

હે ઈશ યોગી પણ તમારા ગુણ જે ન કહી શકે,
સામર્થ્ય મારુ ક્યાથી વર્ણન મુજથી તેનુ થઈ શકે
વિચાર-વિહ્નુનુ કાર્ય આ દેખાય મારુ તેથી
પણ પક્ષી શુ પોતાનણી ભાષા કહો વદતા નથી? ૬

હરિગીત

હે ઈશ તારા ગુણો નહિ યોગીજન માપી શક્યા
તે ગુણ કથનાના મનો શુ આવીને મુજમા ગયા?
અવિચારનું છે કાર્ય આ એવુ જ હું જાણુ સદા,
પણ પક્ષીઓ કહેતા નથી શુ સ્વગિરામા સર્વદા? ૬

હે ઈશ! યોગીઓ પણ તમારા જે ગુણો કહેવાને શક્તિવાન થતા નથી તે ગુણોનુ વર્ણન કરવાને મારી બુદ્ધિ ક્યાથી સમર્થ થાય? એ રીતે જોતા તો મારુ આ સાહસ વગરવિચાર્યું જણાય છે તથાપિ મનુષ્યની ભાષા ન સમજવા છતા પક્ષીઓ શું મનુષ્યની સમક્ષ પોતાના ભાવ જણાવવાના પ્રયાસ નથી કરતા? ૬

वसंततिलका

आस्तामचिंत्य महिमा जिन संस्तवस्ते
नामाऽपि पाति भवतो भवतो जगंति ।
तीव्रातपो पहत पांथ जनान्निदाघे
प्रीणाति पद्मसरसःसरसोऽनिलोऽपि॥ ७

હરિગીત

અચિંત્ય મહિમાવાન સ્તુતિ આપની જિનવર અરે,
તુમ નામ પણ સંસારથી ત્રિલોકનું રક્ષણ કરે;
જ્યમ ગ્રીષ્મ કેરા સખત તાપ વડે મુસાફર જે દુઃખી.
તે થાય કમળ તળાવ કેરા શીતળ વાયુથી સુખી. ૭

હરિગીત

અચિન્ત્ય મહિમાવત સ્તવ તુજ પરમ સુખને આપતુ,
પણ નામસ્મરણ તુજ એકલું સંસારભયને કાપતુ.
અતિ તીવ્ર ગ્રીષ્મ તાપને જે જે મુસાફર અનુભવે,
તે દૂર શીતળ પદ્મસરના પવનથી સુખ મેળવે. ૭

હે જિનેશ્વર! દૂર આવેલા કમળવાળા સરોવર વડે શીતળ થયેલો પવન માત્ર પણ, ઉનાળાના સખત તાપ વડે ગભરાએલા મુસાફરોની ગભરામણને ગટાડી શકે છે. તેમજ આપની સ્તુતિ તો ઘણીએ મહિમાવાળી છે પણ આપનું નામસ્મરણ પણ ત્રિલોકના જીવોને સંસાર-ભ્રમણમાંથી રક્ષવાને સમર્થ છે. ૭

वसततिलका

हृद्वर्तिनि त्वयि विभो शिथिली भवंति
जंतो क्षणेन निबिडा अपि कर्मबन्धाः।
सद्यो भुजंगममया इव मध्यभागम्
अभ्यागते वनशिखंडिनि चदनस्य ॥ ८

હરિગીત

જે પ્રાણીઓ પ્રભુ' આપને પ્રેમે હૃદયમા ધારતા,
ક્ષણમાત્રમા દૃઢ કર્મબધન તૂટી જાતા તેમના,
વનના મયૂરો મધ્યમા જેવી રીતે આવ્યા થકી,
ચદનતણા તરુથી જ સર્પો સદ્ય છૂટે છે નકી ૮

હરિગીત

જિનરાજના જે ગુણને જીવો હૃદયમા ધારતા
નિબિડ કર્મના બધનો તે ક્ષણમા શિથિલ થાતા
મલયગિરિમા મયૂર પક્ષીઓ કોઇ દિન આવી જતા
ચદનતણા સૌ સર્પ બધન તુર્તમા જ છૂટી જતા ૮

હે વિભો! ચદનના વનમા ચદનવૃક્ષોને સર્પો ભરડો દઇને રહે છે પણ વનમા મયૂર પક્ષીના પ્રવેશ માત્રથી તે ભરડો છૂટી જાય છે તેમજ હે વિભો! સ્વભાવત આનદરૂપ આ હૃદયમા 'પાપ', 'દુ ખ' રૂપી સર્પો ભરડો દઇને રહેવા લાગ્યા હતા તે આપ કલાધર મોરના પ્રવેશમાત્રથી અદૃશ્ય થાય છે ૮

वसततिलका

मुच्यंत एव मनुजाः सहसा जिनेन्द्र
रौद्रैरुपद्रवशतैस्त्वयि वीक्षितेऽपि ।
गौस्वामिनि स्फुरित तेजसि दृष्टमात्रे
चौरै रिवाशु पशवः प्रपलायमानैः ॥ ९

હરિગીત

દર્શન અહો જિનેન્દ્ર ' માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુઃખ ભયભરેલાં સહેજમા ટળી જાય છે,
ગોવાળ કિંવા સૂર્ય તેજસ્વી તણા દીઠા થકી,
પશુઓ મુકાયે સદ્ય જેવા નાસતા ચોરો થકી ૯

હરિગીત

જિનવર ' દર્શન આપના કરી મનુષ્યને જો થાય છે,
તો ભય ભરેલા સેંકડા દુ ખથીય એ મુકાય છે,
તેજસ્વી દૃષ્ટિ માત્ર જો. ગોવાળ કે રવિની પડે,
પશુઓને મૂકી નાસતા, તેનીજ થાયે શી વલે? ૯

હે જયવન્ત પુરુષ ! જેમ પ્રકાશમાન સૂર્યને અથવા પરાક્રમી રાજાને અથવા ગોવાળને જોતા જ ચોર લોકો પશુઓને છોડી નાશી જાય છે, તેમ હે જિનેન્દ્ર ! હૃદયમાં આપની હાજરી થતા જ અમારા સેંકડો ભયાનક દુઃખો સહજે પલાયન થાય છે. ૯

वसततिलका

त्वं तारको जिन कथं भविनां त एव
त्वामुद्वहन्ति हृदयेन यदुत्तरन्तः।
यद्वा दृतिस्तरति यज्जलमेष नूनम्
अंतर्गतस्य मरुतः स किलानुभावः॥ १०

હરિગીત

તારક તમે જિનરાજ કેવી રીતથી સંસારીના,
તમને હૃદયમાં ધારી ઊલટા તારતા સંસારીઓ,
આશ્ચર્ય છે પણ ચર્મ કેરી મશકથી આવું ઠરે,
અંદર ભરેલા વાયુના આધારથી જળને તરે. ૧૦

હરિગીત

જિનરાજ ! તારક છો ખરા, કઇ રીતથી જીવો તણા?
તમને હૃદયમાં ધારીને, માને મનુષ્યો તારના,
પવને ભરેલી ચામડાની કોથળી જળ પર તરે,
તેમ હૃદયમાં ધારી પ્રભુને જીવો ભવાબ્ધિ ઊતરે ૧૦

હે જિનરાજ ! ભવિજનોના આપ તારક છો. તે શી રીતે? (કારણ કે) જેઓ આ સંસાર-સાગરને તરે છે તેઓ આપને પોતાના હૃદયમાં ધારણ કરીને તરતા હોવાથી તેઓ આપને તારતા હોય એમ જણાય છે! પરંતુ ના ચામડાની મસકમાં ભરેલો વાયુ ને મસકને પાણી ઉપર તારે છે તેવી જ રીતે ખરેખર આપ પણ ભવિજનોનાં હૃદયમાં રહીને તેમને તારો છો. ૧૦

वसंततिलका

यस्मिन्हर प्रभृतयोऽपि हृत प्रभावाः
सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ।
विध्यापिता हुतभुजः पय साथ येन
पीतं न किं तदपि दुर्धरवाडवेन ॥ ११

હરિગીત

હરિ હર અને બ્રહ્માદિના પ્રભાવને જેણે હણ્યો,
ક્ષણ માત્રમાં તે રતિપતિને સ્હેજમાં આપે હણ્યો,
જે પાણી અગ્નિ માત્રને બુઝાવતું પળવારમાં,
તે પાણીને વડવાનલે પીધું ન શું ક્ષણવારમાં ? ૧૧

હરિગીત

હરિ હરાદિ પ્રભાવ ઉપર વિજય જેણે મેળવ્યો,
તે રતિપતિ તો આપથી પ્રભુ ! સહજમાં હારી ગયો,
જળ વડે જેમ અગ્નિ તો પળવારમાં બુઝાય છે,
વડવાગ્નિથી પણ તે જ પાણી પલકમાં જ પીવાય છે. ૧૧

જે પાણી અગ્નિ માત્રને બુઝાવી નાખે છે તે જ પાણીને જેમ વડવાનળ અગ્નિ પી જાય છે. તેમજ હે પ્રભુ ! જે કામવિકારે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરાદિના પ્રભાવને પણ હણી નાખ્યો છે તે જ કામવિકારને ક્ષણમાત્રમાં આપે હણી નાખ્યો છે ! ૧૧

वसततिलका

स्वामिन्ननल्प गरिमाणमपि प्रपन्नास्
त्वां जंतवः कथमहो हृदये दधानाः ।
जन्मोदधिं लघु तरंत्यति लाघवेन
चिंत्यो न हन्त महतां यदि वा प्रभावः॥ १२

હરિગીત

હે સ્વામિ ! અતિશય ભારવાળા આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો ! નિજ હૃદયમાં ધાર્યા થકી,
અતિ લઘુપણે ભવરૂપ દરિયો સ્હેજમાં તરી જાય છે,
અથવા મહાન જનો તણો મહિમા અચિંત્ય ગણાય છે. ૧૨

હરિગીત

અતિ ગુણરૂપી ભારવાળા પ્રભુ આપને જેણે ગણ્યા,
ધારણ કરી એ ભાર હૃદયે કેમ તે જીવો તર્યા ?
લાઘવપણાને પામીને ભવરૂપ દરિયો તે તરે,
મહિમા ખરે મહાપુરુષનો એ વાણીમાં નવ ઉતરે ૧૨

હે સ્વામિન્ ! પ્રાણીઓ આ સંસારરૂપી સમુદ્રને, હૃદયને વિષે આપને ધારણ કર્યા પછી પણ પોતે જાણે છેક જ હલકા હોય એમ, સહેજે તરી શકે છે એ મોટું આશ્ચર્ય છે અતિશય ભારે (ગંભીર) એવા આપને ધારણ કરીને જાણે પોતે હલકા થયા હોય એમ સહેલાઈથી તરી શકે એ આશ્ચર્ય જ કહેવાય અથવા મહાપુરુષોનો મહિમા એવો જ કાંઇ અલૌકિક છે કે જેની કલ્પના પણ થઈ શકય નથી ૧૨

वसततिलका

क्रोधस्त्वया यदि विभो प्रथमं निरस्तो
ध्वस्तस्तदा वद कथं किल कर्मचौराः ।
प्लोषत्य मुत्र यदि वा शिशिरापि लोके
नीलद्रुमाणि विपिनानि न किंहिमानी।। १३

હરિગીત

હે ઈશ જ્યારે પ્રથમથી આપે હણ્યો'તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ ગાળ્યા કર્મ રૂપી ચોરને,
અથવા નહિ આ અવનિમા શુ દેખવામા આવતુ
શીતળ પડે જે હિમ તે લીલા વનોને ગાળતુ. ૧૩

હરિગીત

પ્રભુ ! ક્રોધરૂપી અગ્નિનો તો પ્રથમ નાશ કર્યો તમે,
પછી કર્મરૂપી ચોરને શી રીત જિન ! ગાળ્યા તમે ?
પણ સત્ય એવુ લોકમા નક્કી અનુભવથી જ થતુ,
શીતળ ગણાતુ હિમ પણ લીલા વનોને ગાળતુ ૧૩

હે વિભુ ! આપે જો ક્રોધરૂપ અગ્નિનો નાશ પ્રથમથી જ કર્યો હતો તો પછી કર્મરૂપી ચોરોને શી રીતે બાળી નાખ્યા ? અથવા તે પણ ખરુ છે. શીતળ એવા હિમના પડવાથી પણ લીલા વનો જેમ બળી જાય છે તેમ જ આપે પણ શાન્તિરૂપી શીતળ હિમ વડે કર્મરૂપી ચોરોના વનનું દહન કર્યું હશે ૧૩

वसततिलका

त्वां योगिनो जिन सदा परमात्मरूपम्
अन्वेषयन्ति हृदयाम्बुज कोषदेशे ।
पूतस्य निर्मल रुचेर्यदि वा किमन्य
दक्षस्य संभवपद ननु कर्णिकायाः ॥ १४

હરિગીત

હે જિન! યોગી આપને પરમાત્મ રૂપેથી સદા,
નિજ હૃદયકમળે જ્ઞાનરૂપી ચક્ષુથી અવલોકતા,
પુનિત નિર્મળ કાંતિવાળા કમળનું બી સંભવે,
શું કમળકેરી કર્ણિકાના મધ્યવિણ બીજે સ્થળે ૧૪

હરિગીત

જિનદેવ! યોગી આપને નિજ હૃદયકમળમાં ધારતા,
પરાત્મપદ વિચારીને તે જ્ઞાનથી જ અવલોકતા,
નિર્મળ પવિત્ર કાન્તિવાળું કમળબીજ ક્યાં સંભવે?
નક્કી કમળની કર્ણિકાના મધ્ય ભાગે તે રહે ૧૪

હે જિનેશ્વર! પરમાત્મરૂપ એવા આપને, યોગીઓ નિરંતર પોતાના હૃદયકમળને વિષે જ જુએ છે (શોધે છે) તે યોગ્ય જ છે, કેમકે પવિત્ર અને નિર્મળ કાંતિવાળા કમળના બીજનું સ્થળ, કમળના મધ્ય પ્રદેશમાં રહેલી કર્ણિકામાં જ સંભવે છે, તેમજ બીજરૂપ (મૂળ શુદ્ધ સ્વરૂપ) આપનું સ્થળ પણ માણસના હૃદયકમળમાં જ છે એ વાસ્તવિક જ છે ૧૪

वसंततिलका

ध्यानाज्जिनेश भवतो भविनः क्षणेन
देहं विहाय परमात्म दशां व्रजन्ति ।
तीव्रानलादुपल भावमपास्य लोके
चामी करत्व मचिरादिव धातुभेदाः ॥ १५

હરિગીત

ક્ષણમાત્રમાં જિનરાજ ભવિજન આપ કેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની તજી દેહને પ્રભુ જ્ઞાનથી;
જ્યમ તીવ્ર અગ્નિતાપથી મિશ્રિત ધાતુ હોય તે,
પથ્થરપણાને ત્યાગીને તત્કાળ સોનું થાય છે. ૧૫

હરિગીત

જિનરાજ' ભવિજન આપ કેરા ધ્યાનથી ક્ષણ એકમાં,
પરમાત્મપદને પામતા તજી દેહને વિવેકમાં;
સુવર્ણ માટીથી મળેલું અગ્નિથી છૂટું પડે,
માટી તણું બંધન જતા સોના રૂપે આવી મળે. ૧૫

હે જિનેશ! જેવી રીતે તીવ્ર અગ્નિના તાપથી જુદીજુદી ધાતુઓ પથ્થરપણાને છોડીને તત્કાળ સુવર્ણપણાને પામે છે તેવી રીતે ભવ્યજનો આપનું ધ્યાન ધરવાથી ભૌતિક દેહને છોડીને ક્ષણમાત્રમાં પરમાત્મદશાને પામે છે ૧૫

वसंततिलका

त्वामेव वीततमसं परवादिनोऽपि
नूनं विभो हरिहरादि धिया प्रपन्नाः ।
किं काचकामलिभिरीश सितोऽपि शंखो
नो गृह्यते विविध वर्ण विपर्ययेण ॥ १८

હરિગીત

તમને જ અજ્ઞાને રહિત પરધર્મી પણ નામાંતરે,
વિભુ હરિહરાદિક બુદ્ધિથી નિશ્ચય કરી પામે ખરે
કમળાતણા રોગેથી જેના નેત્ર પ્રભુ પીળા રહે,
તે માફ ધોળા શખને શું પીતવર્ણો નહિ કરે ? ૧૮

હરિગીત

પરવાદીઓ પણ આપને જ્ઞાને પ્રકાશિત માનતા,
હરિ હરાદિ બુદ્ધ બુદ્ધિએ, જરૂર આપને પામતા
કમળાતણા રોગે કરી, વિશુદ્ધ દૃષ્ટિ જેના નથી,
તે શ્વેત સુંદર શખને માની પીળો કેનો નથી ? ૧૮

**હે પ્રભુ ! જેમ કમળાના રોગથી પીળી થએલી આંખોવાળો માણસ, ધોળા શંખને પણ પીળો દેખે છે તેમજ અન્ય ધર્મી પુરુષો પણ હરિ, હર, બ્રહ્મા- એવી સમજથી, અજ્ઞાનથી રહિત (વીતરાગ) એવા આપને જ પામે છે ૧૮**

वसंततिलका

धर्मोपदेश समये सविधानुभावात्
आस्तां जनो भवति ते तरुरप्यशोकः ।
अभ्युद्गते दिनपतौ समहीरुहोऽपि
किं वा विबोधमुपयाति न जीवलोकः॥ १९

હરિગીત

ધર્મોપદેશ તણા સમયમાં આપના સહવાસથી,
તરુ પણ અશોક જ થાય તો શું મનુજનું કેવું પછી;
જેમ સૂર્યના ઉગ્યા થકી ના માત્ર માનવી જાગતાં,
પણ વૃક્ષ પલ્લવ પુષ્પ સાથે રહેજમા પ્રફુલ્લિત થતાં. ૧૯

હરિગીત

ધર્મના ઉપદેશ-સમયે વિધવિધ અનુભવ જે થતા,
પ્રભુ આપ સમીપે વૃક્ષ વનના, અશોક રૂપે બની જતા;
સૂર્ય ઉદયે પૃથ્વી પરનાં વૃક્ષ નવપલ્લવ થતા,
તેજ દર્શને સૌ લોક એ જાગૃતપણાને પામતા. ૧૯

હે સ્વામી! જેમ સૂર્યના ઊગવાથી માણસો જાગે છે એટલું જ નહિ પણ વૃક્ષો ય જાણે નિદ્રામાંથી જાગતાં હોય તેમ પુષ્પ-પત્રોથી પ્રફુલ્લિત થાય છે; તેમ જ ધર્મોપદેશ વખતે આપના સમીપપણાને લીધે, વૃક્ષો પણ અશોક (શોકરહિત) થઈ જાય છે તો પછી માણસની તો વાત જ શી કરવી? ૧૯

वसततिलका

चित्रं विभो कथमवाङ्मुखवृन्तमेव
विष्वक्पतत्यविरला सुरपुष्पवृष्टिः।
त्वद्गोचरे सुमनसां यदि वा मुनीश
गच्छन्ति नूनमध एव हि वन्धनानि॥ २०

હરિગીત

ચારે દિશાએ દેવ જે પુષ્પોતણી વૃષ્ટિ કરે,
આશ્ચર્ય નીચાં મુખવાળાં ડીંટથી તે કયમ પડે?
હે મુનીશ! અથવા આપનું સાંનિધ્ય જવ પમાય છે,
પંડિત અને પુષ્પોતણાં બંધન અધોમુખ થાય છે. ૨૦

હરિગીત

પુષ્પવૃષ્ટિ અવિરતપણે દેવો કરે જ્યાં આપને,
આશ્ચર્ય એ કે આવતા મુખ ફૂલનાં નીચાં નગે;
વિદ્દજ્જનો કે પુષ્પ જે પ્રભુ, આપ પાસે આવતાં,
એ સત્ય છે કે તેમનાં, મુખ-બંધનો નીચાં થતાં. ૨૦

હે વિભુ! સમવસરણને વિષે દેવતાઓ આપની ચોતરફ જે પુષ્પોની નિરંતર વૃષ્ટિ કરે છે તે પુષ્પોનાં ડીંટ (બંધનો) આપની સમીપ આવતાં નીચાં મુખવાળાં થઈ જાય છે, એ ખરેખર આશ્ચર્ય છે! અથવા તે યોગ્ય જ છે કેમકે આપની સમીપમાં આવવાથી વિદ્વાનોનાં તેમજ પુષ્પોનાં બંધન (કર્મબંધન કે ડીંટાં) જરૂર અધોમુખ થવાં જ જોઈએ. ૨૦

वसंततिलका

स्थाने गभीर हृदयोदधि संभवायाः
पीयूषतां तव गिरः समुदीरयन्ति।
पीत्वा यतः परमसंमदसंगभाजो
भव्या व्रजन्ति तरसाप्यजरामरत्वम्॥ २१

હરિગીત

જે આપના ગંભીર હૃદયના સમુદ્રમાંથી ઉપજે,
જે વાણીમાં અમૃતપણું લોકો કહે તે સત્ય છે,
ક્યાં કે કરીને પાન પરમાનદને ભજતા થકા,
ભવિજન અહો એથી કરીને શીઘ્ર અજરામર થતા. ૨૧

હરિગીત

ગંભીર તારા હૃદયરૂપી સમુદ્રમાથી નીકળી,
તે વાણીમાં અમૃતપણું તો સંભવે નિશ્ચય કરી,
આ ભવ્ય વાણીરૂપ અમૃત પ્રેમથી પીતા હશે,
તે ભવ્ય જીવો શિઘ્ર અજરામરપણાને પામશે. ૨૧

હે પ્રભુ! આપના ગંભીર હૃદયરૂપી સમુદ્રમાંથી જે ઉપદેશનધારા વહે છે તેમાં જરૂર અમૃતપણું રહેલું છે; કારણકે તેનું પાન કરીને ભવ્ય પુરુષો તત્કાળ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુના ભયરહિત બને છે એટલે અજરામરપણાને પામે છે. ૨૧

वसततिलका

स्वामिन्सुदूरमवनम्य समुत्पतन्तो
मन्ये वदन्ति शुचयः सुरचामरौघाः।
येऽस्मै नतिं विदधते मुनिपुंगवाय
ते नूनमूर्ध्वगतयः खलु शुद्धभावाः॥ २२

હરિગીત

દેવો વીંઝે જે પવિત્ર ચામર સ્વામી ! આપ સમીપ તે,
હું ધારું છું નીચા નમી ઊંચા જતા એમ જ કહે,
મુનિશ્રેષ્ઠ એવા પાર્શ્વને જે નમન કરશે સ્નેહથી,
તે શુદ્ધભાવી ઊર્ધ્વ ગતિને પામશે નિશ્ચય થકી ૨૨

હરિગીત

નીચા નમી ઊંચ જતા આ ચામરો શું સૂચવે !
નીચી ગતિના જીવ સઘળા પ્રભુદર્શને ઊંચે ચડે,
જગશ્રેષ્ઠ મુનિ પ્રભુ પાર્શ્વને, જે નેહથી નમતા હશે,
તે શુદ્ધ ભાવી ઊર્ધ્વ ગતિને નિશ્ચયે પામી જશે ૨૨

હે સ્વામી ! સમવસરણને વિષે દેવતાઓ આપની સમીપમાં જે પવિત્ર ચામરો વીંઝે છે તે નીચા નમીને પાછા (સ્વાભાવિક રીતે જ) ઊંચા જાય છે તે ચામરો ઊંચે જતા જાણે એમ જ કહે છે કે–મુનિઓમાં શ્રેષ્ઠ એવા આપને જે કોઈ શુદ્ધ ભાવથી નીચા નમશે (નમન કરશે) તેઓ પણ અમારી પેઠે જ ઉચ્ચ ગતિ પામશે ૨૨

वसंततिलका

श्यामं गमीर गिरमुज्ज्वल हेमरत्न
सिंहासनस्थमिह भव्य शिखंडिनस्त्वाम्।
आलोकयंति रभसेन नदन्तमुच्चैश्
चामीकराद्रिशिरसीव नवाम्बुवाहम्॥ २३

હરિગીત

સુવર્ણ રત્નોથી બનેલા ઉજળા સિંહાસને,
ગંભીર વાણીગાન રૂપે શ્યામ સ્વામી આપને,
ઉત્સુક થઇને ભવ્ય જનરૂપી મયૂરો નિરખે,
મેરશિરે અતિ ગાજતા નવ મેઘસમ પ્રીતિ વડે. ૨૩

હરિગીત

સુવર્ણ રત્ન સિંહાસને પ્રભુ શ્યામ સ્વરૂપે શોભતા,
જિન વચનના ગંભીર ધ્વનિથી ભવ્યો બહુ ખુશી થતા
મેરુ ગિરિપર ગર્જતા નવ મેઘ શ્યામ જણાય છે,
આ ગર્જનાને સાંભળી મયૂર બહુ ખુશ થાય છે. ૨૩

હે સ્વામી! જેમ મેરૂ પર્વતના શિખર ઉપર અત્યંત ગર્જના કરતા નવીન મેઘને મોર પક્ષીઓ અત્યંત આતુરપણાથી જુએ છે. તેમજ સમવસરણને વિષે સુવર્ણ અને રત્નોથી બનેલા ઉજ્જ્વલ સિંહાસનની અંદર બેઠેલા, શ્યામ રૂપવાળા, અને ગંભીર વાણીને ઉચ્ચરતા એવા આપને ભવ્ય જનરૂપી મયૂરો અત્યંત ઉત્સુકપણાથી જુએ છે. ૨૩

वसततिलका

उद्गच्छता तव शितिद्युतिमंडलेन
लुप्तच्छदच्छविरशोकतरुर्बभूव ।
सांनिध्यतोऽपि यदि वा तव वीतराग
नीरागतां व्रजति को न सचेतनोऽपि ॥ २४

હરિગીત

ઊંચે જતી તુમ શ્યામ ભામંડળ તણી કાંતિ વડે,
લોપાય રંગ અશોક કેરા પાનનો સ્વામી ખરે,
પ્રાણી સચેતન તો પછી વીતરાગ ! આપ સમાગમે,
રે કોણ આ સંસારમાં પામે નહિ વૈરાગ્યને ? ૨૪

હરિગીત

હે જિન ! તારા ભામંડળની કાન્તિ જે ઊંચે જતી,
તે અશોક વૃક્ષના પાંદડાંના રંગને બદલાવતી,
જડ વસ્તુ પણ પ્રભુ સમાગમે જો રૂપનો પલટો કરે,
તો પછી ચેતન પ્રાણી રાગરહિત શું નહિ બને ? ૨૪

હે વીતરાગ ! શ્યામ રંગના આપના ભામંડળની ઊંચે પ્રસરતી કાંતિ વડે કરીને (આપના ઉપર છાયા કરી રહેલા) અશોક વૃક્ષના પાંદડાંનો રંગ લોપાઈ જાય છે એ પ્રમાણે એ જડ વસ્તુ પણ રંગરહિત થાય છે, તો પછી આપના સમીપપણાને પામીને કયો સચેતન પ્રાણી રાગરહિતપણાને ન પામે ? ૨૪

वसंततिलका

भो भोः प्रमादमवधूय भजध्वमेनम्
आगत्य निर्वृतिपुरीं प्रति सार्थवाहम्।
एतन्निवेदयति देव जगत्त्रयाय
मन्ये नदन्नभिनभः सुरदुंदुभिस्ते ॥ २५

હરિગીત

રે રે પ્રમાદ તજી અને આવી ભજો આ નાથને,
એ મોક્ષપુરી પ્રત્યે જતા વ્યાપારી શ્રી જિનરાજ છે,
સુર દુંદુભિનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહે,
હું માનું છું કે દેવ! તે ત્રૈલોક્યને એમ જ કહે ૨૫

હરિગીત

આ દુંદુભિનો શબ્દ જે આકાશમાં ગાજી રહ્યો,
તે જગતને કંઇ સૂચવે છે એમ હું માની ગયો,
હે ભવિજનો! ત્યાગો પ્રમાદો ને ભજો ભગવંતને,
આ મોક્ષપુરી લઇ જતા વ્યાપારી શ્રી અરિહંતને ૨૫

હે દેવ! હું એમ માનું છું કે દેવતાઓ સમવસરણ વખતે જે વાજિંત્રો વગાડે છે તે આકાશને વિષે ગર્જના કરતા શબ્દો વડે આ સમગ્ર ત્રૈલોક્યને એમ જણાવે છે કે–હે ત્રિલોકનાં પ્રાણીઓ! તમે પ્રમાદ છોડીને, મોક્ષપુરી વિષે જતા આ પાર્શ્વનાથ વ્યાપારીને ભજો. ૨૫

वसंततिलका

उद्योतितेषु भवता भुवनेषु नाथ
तारान्वितो विधुरयं विहताधिकारः।
मुक्ता कलापकलितोल्लसितातपत्र
व्याजात्त्रिधा धृततनुर्ध्रुवमभ्युपेतः॥ २६

હરિગીત

હે નાથ! આ ત્રિલોકમાં પ્રકાશ જ્યાં આપે કર્યો,
તારા સહિત આ ચંદ્રમા ત્યાં હીણ અધિકારી ઠર્યો,
મોતીસમૂહે શોભતા ત્રણ છત્રના મિષે કરી,
(તે) આવ્યો પ્રભુની પાસ નક્કી રૂપ ત્રણ જાણે ધરી ૨૬

હરિગીત

હે નાથ આ ત્રણ લોક તો તુજ તેજથી જ પ્રકાશતા,
ચંદ્ર ને તારાગણો સૌ પ્રકાશહીન જ બની જતા,
મોતીસમૂહે શોભતા ત્રણ છત્ર એવું સૂચવે,
છત્રરૂપ ધારણ કરીને ચંદ્ર જાણે આવ્યો ખરે! ૨૬

હે સ્વામી! આપ જ્યારે આ ત્રિલોકને વિષે પ્રકાશિત થયા, ત્યારે પછી તારાઓના સમૂહથી વિંટાએલો ચંદ્રમા અધિકારરહિત (નિરુપયોગી) થયો તેથી તે ચંદ્રમા મોતીઓના સમૂહથી વીંટાએલા અને પ્રકાશમાન એવા આપના ત્રણ છત્રોનું રૂપ ધરીને પોતે જ જાણે કે આપની પાસે (સેવા કરવાને) આવ્યો હોય નહિ શું એમ જણાય છે! ૨૬

वसंततिलका

स्वेन प्रपूरित जगत्त्रय पिंडितेन
कांति प्रताप यशसामिव संचयेन ।
माणिक्य हेमरजत प्रविनिर्मितेन
सालत्रयेण भगवन्नभितो विभासि ॥ २७

હરિગીત

કીર્તિ પ્રતાપ જ કાંતિ કેરા સમૂહથી ત્રૈલોક્ય આ,
ગોળા રૂપે ભગવાન! જાણે આપે પૂરેલા હોય ના;
રૂપુ સુવર્ણ અને વળી માણિક્યથી નિર્મિત ખરે,
ચોપાસથી શોભી રહ્યા ત્યમ આપ ત્રણ કિલ્લા વડે. ૨૭

હરિગીત

પ્રતાપ કાન્તિ યશનાગી આ ત્રિગુણાત્મક લબ્ધિએ,
જિન ત્રણે જગતને પૂરતા ગુણ પિંડ સ્વભાવો વડે,
રજત હેમ માણિક્ય રૂપ જે દ્રવ્ય ગઢ શોભી રહ્યા,
ગુણદર્શી આ ત્રિગઢ મહીં હે નાથ! આપ પ્રકાશતા. ૨૭

**હે ભગવાન! સમવસરણને વિષે માણિક્યના, સોનાના અને રૂપાના એ ત્રણ ગઢ વડે આપ ચોતરફ પ્રકાશો છો. તે ત્રણ ગઢો જાણે કે આપની કાંતિ, પ્રતાપ અને યશના સમૂહના ત્રણ ગોળા હોય અને તેણે કરીને આપે આ ત્રણે દુનિયાઓને પૂરી દીધી હોય—ભરી દીધી હોય એમ જ દેખાય છે. ૨૭**

वसन्ततिलका

दिव्यस्रजो जिन नमत्त्रिदशाधिपानाम्
उत्सृज्य रत्नरचितानपि मौलिबन्धान्।
पादौ श्रयन्ति भवतो यदि वा परत्र
त्वत्सङ्गमे सुमनसो न रमन्त एव॥ २८

હરિગીત

પડતી પ્રભુ! તુમ પાદમાં દેવેન્દ્ર નમતા તેમની
રત્નેરચિત મુગટો તજી દિવ્યમાળા પુષ્પની
હું માન છું મનમાં ખરે એ યોગ્ય થાયે અર્થથી,
કિન્તુ આપનો સંગમ થતા સુમનો બીજે રમતા નથી ૨૮

હરિગીત

રત્નજડિત મુકટથી ઇન્દ્રો નમે જ્યાં આપને
મુકુટ પરની પુષ્પમાળા ચ શું પડે જિનરાજને
આજે સમાગમ આપનો આ જગતને શું સૂચવે?
પ્રભુચ શુ આશ્રય મેળવી તે પુષ્પ (વિદ્વાનો) શું બીજે નમે?૨૮

હે જિનદેવ આપને નમસ્કાર કરનારા દેવતાઓના ઇદ્રોના રત્નથી બનાવેલા મુગટને વિષે રહેલી દિવ્ય પુષ્પની માળાઓ તે રત્નરચિત મુગટોને છોડીને પણ આપના ચરણારવિંદનો આશ્રય લે છે તે યોગ્ય જ છે કેમકે આપનો સમ થયા પછી સુમનસ (એટલે પુષ્પો વિદ્વાનો કે દેવો) બીજે સ્થળે રમણ પસંદ નથી જ કરતા ૨૮

वसंततिलका

त्वं नाथ जन्मजलधेर्विपराङ्मुखोऽपि
यत्तारयत्य सुमतो निजपृष्ठ लग्नान्।
युक्तं हि पार्थिवनिपस्य सततस्तवैव
चित्रं विभो यदसि कर्मविपाकशून्यः॥ २९

હરિગીત

હે નાથ! આ સંસાર સાગરથી તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા, વિશ્વેશ તે તો યોગ્ય છે,
લોકો તરે માટી તણા ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ! પણ આપ તો છો રહિત કર્મવિપાકથી. ૨૯

હરિગીત

હે નાથ! આ સંસારથી છો મુક્ત એ સાચું ખરુ,
નિજ આશ્રિતોને તારવા છો સમર્થ તેથી હે પ્રભુ!
કર્મ કૃત કુંભ માટીનો છે તારવા સમર્થ હા,
આશ્ચર્ય પ્રભુ, નહિ કર્મનો વિપાક તોયે તારતા. ૨૯

હે નાથ! આપ આ સંસાર-સમુદ્રથી વિમુખ છતાં પણ આપની પાછળ લાગેલા(આપનો આશ્રય કરનારા)ને આપ તારો છો. હે વિશ્વેશ! તે તો યોગ્ય જ છે; કેમકે કુંભારનું બનાવેલું માટીનું વાસણ પોતાનો આશ્રય કરનારને આ લોકમાં પણ વિમુખ છતા (નીચું મોઢું રાખીને) સમુદ્રમા તારી શકે છે, પણ આપને વિષે એટલું આશ્ચર્ય છે કે તે કર્મવિપાક સહિત હોય છે અને આપ તો તેથી રહિત છો છતાં પણ તારી શકો છો. ૨૯

वसंततिलका

विश्वेश्वरोऽपि जनपालक दुर्गतस्त्वं
किंवाक्षरप्रकृतिरप्यलिपिस्त्वमीश ।
अज्ञानवत्यपि सदैव कथंचिदेव
ज्ञानं त्वयि स्फुरति विश्वविकासहेतु॥ ३०

હરિગીત

વિશ્વેશ, જનપાલક ! છતાં પણ આપ દુર્ગત દીસતા,
હે ઈશ ! અક્ષર છો, તથાપિ રહિત લિપિ સર્વથા;
વળી દેવ છે અજ્ઞાનીને પણ તારનાર સદૈવ જે,
વિચિત્ર તે ત્રિલોક-બોધક જ્ઞાન આપ વિષે સ્ફુરે. ૩૦

હરિગીત

જનપાલક જગનાથ છો પણ આપ દરિદ્રી લાગતા,
અક્ષર છતા પણ પ્રકૃતિથી લિપિ રહિત છો સર્વથા;
અજ્ઞાનીઓને તારતું ને તેજ વિશ્વે આપતું,
આવું અલૌકિક જ્ઞાન તુજમાં સહજ ભાવે સ્ફુરતું ૩૦

હે જનપાલક ! આપ જગતના ઈશ્વર છો તથાપિ દરિદ્રી છો. હે ઈશ્વર ! આપ અક્ષર છો તથાપિ લિપિથી રહિત છો. અને હે દેવ તમે અજ્ઞાનવાન છો, તથાપિ જગતને બોધ પમાડનાર જ્ઞાન આપને વિષે હમેશા સ્ફુરે છે એ આશ્ચર્ય છે ! આ પ્રમાણે વિરોધાભાસ થાય છે તેનો બીજો અર્થ આ પ્રમાણે છે. હે જનપાલક ! તમે જગતના ઈશ્વર છતાં પણ દુઃખે કરીને જાણી શકાઓ એવા છો. હે ઈશ ! તમે મોક્ષ સ્વભાવી અને કર્મલેપથી રહિત છો, હે દેવ ! અજ્ઞાનીઓને પણ તારનાર અને જગતને બોધ કરનાર એવું આપનામાં કોઈક વિચિત્ર જ્ઞાન હમેશા સ્ફુરે છે ૩૦

वसंततिलका

प्राग्भारसंभृतनभांसि रजांसि रोषात्
उत्थापितानि कमठेन शठेन यानि ।
छायापि तैस्तव न नाथ हता हताशो
ग्रस्तस्त्वमीभिरयमेव परं दुरात्मा ॥ ३१

હરિગીત

આકાશ આચ્છાદિત કરે એવી અતિશય ધૂળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઉડાડી ત્યાગી આપને;
છાયા પરંતુ નાથ' તેથી આપની ઢંકાઈ નથી,
ઊલટો છવાયો દુષ્ટ પોતે કૃત્ય પોતાના થકી. ૩૧

હરિગીત

આકાશ આખુ ઢાંકતી એવી અતિશે ધૂળ જે,
ક્રોધે ભરેલા દૈત્ય કમઠે એ ઉડાડી આપને,
હે નાથ' છાયા આપની ઢંકાઈ ના તથી જરી,
પણ થયો હતાશી તે દુરાત્મા કૃત્ય પોતાના થકી. ૩૧

હે નાથ! કમઠ નામના શઠ દૈત્યે ક્રોધાયમાન થઈને આકાશને ઢાંકી નાખે એટલી બધી ધૂળ ઉડાડી, પણ તેથી કરીને આપની તો છાયા સરખી પણ ઢંકાઈ નહિ; ઊલટો નિરાશ થએલો તે દુષ્ટ જ તેનાથી ગ્રસિત (મલિન) થયો હતો. ૩૧

वसततिलका

धन्यास्त एव भुवनाधिप ये त्रिसंध्यम्
आराधयंति विधिवद्विधुतान्यकृत्या: ।
भक्त्योल्लसत्पुलक पक्ष्मलदेह देशाः
पादद्वयं तव विभो भुवि जन्मभाज.॥ ३४

હરિગીત

હે ત્રણ ભુવનના નાથ! જેઓ અન્ય કાર્યો છાડીને,
ત્રિકાળ વિધિવત્ પૂજતા તુજ ચરણને ચિત્ત જોડીને,
વળી ભક્તિના ઉલ્લાસથી રોમાંચવાળા દેહ છે,
આ પૃથ્વીમાં તે ભવ્યજનને હે પ્રભુજી ધન્ય છે. ૩૪

હરિગીત

પર કાર્ય છાડી જે વિધિવત્ આપને આરાધતા,
હે નાથ! ત્રિકાળે વળી તુજ ચરણમાં ચિત્ત જોડતા,
શુભ ભક્તિના ઉલ્લાસથી રોમાંચ જેણે અનુભવ્યા,
ધન્ય છે તે ભવ્યજનને જે આ જગતમાં અવતર્યા ૩૪

**હે ત્રિલોકનાથ! જે ભવ્યજનો આ પૃથ્વીને વિષે અન્ય તમામ કાર્યો છોડીને ભક્તિના ઉલ્લાસથી રોમાંચિત બની ત્રણે કાળ આપના ચરણકમળનું યથાશાસ્ત્ર આરાધન કરે છે તેમને ધન્ય છે। ૩૪**

वसंततिलका

अस्मिन्नपारभववारिनिधौ मुनीश
मन्ये न मे श्रवणगोचरतां गतोऽसि ।
आकर्णिते तु तव गोत्र पवित्रमंत्रे
किं वा विपद्विषधरी सविधं समेति ॥ ३५

હરિગીત

અપાર સાગરરૂપ આ સંસારમાં મુનિનાથ હે!
માનુ, તમારું નામ નહિ મુજ શ્રવણમા આવ્યું હશે;
સુણ્યા પછી શુદ્ધ મંત્રરૂપી આપના શુભ નામને,
આપત્તિરૂપી સર્પિણી મુજ સમીપ શું આવી શકે? ૩૫

હરિગીત

અપાર આ સંસાર દરિયે ફરી ફરીને આથડ્યો,
પણ માનુ છુ પ્રભુનામ-ધ્વનિ કર્ણગોચર નહિ થયો.
હે નાથ! જો તુજ નામમંત્ર મુજ કર્ણમા આવ્યો હશે,
તો દુઃખરૂપી સર્પિણી મારી સમક્ષ કયમ આવશે? ૩૫

**હે મુનિઓના પણ ઈશ્વર! મને લાગે છે કે અત્યાર પહેલાં આ અનંત સંસારરૂપી સાગરને વિષે આપ મને કર્ણગોચર જ થયા નહિ હો, કારણ કે આપના પવિત્ર નામમંત્ર આગળ આપત્તિરૂપી સાપેણ આવી જ કેમ શકે? ૩૫**

वसंततिलका

जन्मांतरेऽपि तव पादयुगं न देव
मन्ये मया महितमीहितदानदक्षम् ।
तेनेह जन्मनि मुनीश पराभवानां
जातो निकेतनमहं मथिताशयानाम् ॥ ३६

હરિગીત

હે દેવ જન્માતરે વિષે પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે, તે મેં નહિ પૂજ્યા હશે,
હે મુનીશ હું તેથી કરીને જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદયવેધક પરાભવનુ તે થયો અતે દીસે ૩૬

હરિગીત

જન્માન્તર પણ નાથ તારા ચરણને સેવ્યા નથી,
ઇચ્છિત વસ્તુ આપતા એ યુગલ ને પૂજ્યા નથી
તેથી જ જિન ! આ જન્મમા પામ્યો પરાભવ હુ ઘણો,
ને હૃદયવેધક દુઃખનુ કારણ ખરેખર બની ગયો. ૩૬

હે દેવ! ઇચ્છિત વસ્તુને આપવામા સમર્થ એવા આપના ચરણયુગલને મે જન્માતરમા પણ સેવ્યા નહિ જ હોય, નહિ તો અંત કરણને ભેદી નાખે એવા પરાભવનુ પાત્ર હું હમણા બન્યો ન હોત ૩૬

वसंततिलका

नूनं न मोहतिमिरावृतलोचनेन
पूर्वं विभो सकृदपि प्रविलोकितोऽसि।
मर्माविधो विधुरयन्ति हि मामनर्थाः
प्रोद्यत्प्रबंधगतयः कथमन्यथै ते॥ ३७

હરિગીત

નિશ્ચય અરે મોહાંધકાર વ્યાપ્ત એવા નેત્રથી,
પૂર્વે કદી મેં એક વેળા પણ પ્રભુ જોયા નથી,
કેવી રીતે થઈ હૃદયવેધક અન્યથા પીડ મને,
બળવાન બંધનની ગતિવાળા અનર્થો શરીરને. ૩૭

હરિગીત

મોહરૂપ અંધકારવાળા નાથ ' આ લોચન થકી,
પૂર્વે કદી મે એક પળ પણ આપને જોયા નથી,
બળવાન બંધનની ગતિના જે અનર્થો અન્યથા,
હૃદયભેદક બની શરીરને કેમ પાડ સર્વદા ? ૩૭

હે વિભુ! અજ્ઞાનરૂપી અંધકારથી ઢંકાએલી આંખોને લીધે હું અગાઉ આપને એક વાર પણ જોવા પામ્યો નહિ હોઉં; નહિ તો અતિશય બળવાન અનર્થો (દુઃખો) મારા અંતઃકરણને કેમ વિદારી નાખે? (અર્થાત્ વિદારી શકત નહિ). ૩૭

वसततिलका

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या ।
जातोऽस्मि तेन जनबान्धव दुःखपात्रं
यस्मात् क्रिया प्रतिफलन्ति न भावशून्या: ॥ ३८

હરિગીત

કદી સાંભળ્યા, પૂજ્યા ખરેખર, આપને નીરખ્યા હશે,
પણ પ્રીતિથી ભક્તિ વડે નહિ હૃદયમાં ધાર્યા હશે,
જનબંધુ તેથી દુઃખપાત્ર થએલ છું ભવને વિષે,
કારણ કે ક્રિયા ભાવેરહિત નહિ આપતી ફળ માનીએ ૩૮

હરિગીત

સાંભળ્યા પૂજ્યા અને વળી આંખથી નીરખ્યા હશે,
પણ ભાવવાળી ભક્તિથી મેં હૃદયે નહિ ધાર્યા હશે
જનબંધુ ગણ દુઃખભાજન તેથી થયો છું આજ રે!
ભાવશૂન્ય ક્રિયા કદી કંઈ ફળ નહિ જ આપે ખરે! ૩૮

અથવા જો કદાચિત્ આપના દર્શન-શ્રવણ-પૂજન મારાથી થયા હશે તો તે નામમાત્ર જ. ભક્તિ વડે શ્રદ્ધા વડે મેં આપને મારા અંતઃકરણમાં ધારણ તો નહિ જ કર્યા હોય અને તેથી જ હું હમણાં દુઃખનું ભાજન થયો છું ૩૮

वसततिलका

त्वं नाथ दुःखिजनवत्सल हे शरण्य
कारुण्यपुण्य वसते वशिनां वरेण्य ।
भक्त्या नते मयि महेश दयां विधाय
दुःखांकुरोद्दलनतत्परतां विधेहि ॥ ३९

હરિગીત

સુખકારી શરણાગત પ્રભુ! હિતકારી જન દુખિયા તણા,
હે યોગીઓમા શ્રેષ્ઠ! સ્થળ કરુણા અને પુણ્યજ તણા,
નમનો પ્રભુ! હું ભક્તિથી તો મહેશ! માગ ઉરે,
તત્પર થશો દુખ અંકુરોને ટાળવા કરુણા વડે ૩૯

હરિગીત

દુખી તણા દુખ ટાળવા ન શરણ લેવા યોગ્ય છો,
પુણ્ય ને કરુણા-સમુદ્ર વળી યોગીઓમા શ્રેષ્ઠ છો,
નમી ભક્તિથી યાચુ મહેશ! કરુણા કરો મુજ ઉપરે,
દુખાંકુરોને ટાળવા જિન થાઓ તત્પર આ પળે ૩૯

હે નાથ! દુઃખી જનોને સુખના આપનાર! શરણુ લેવા યોગ્ય પ્રભો! હે દયાળુપણાની પવિત્ર વસતિરૂપ! હે યોગીઓના શ્રેષ્ઠ! હે સમર્થ ઈશ્વર! હુ ભક્તિ વડે કરીને આપને નમુ છુ કૃપા કરીને મારા દુખના અંકુરોને જડ-મૂળથી ઉખેડી નાખવાને તત્પર થાઓ! ૩૯

वसततिलका

निःसंख्यसारशरणं शरणं शरण्यम्
आसाद्य सादितरिपुप्रथितावदानम् ।
त्वत्पाद पंकजमपि प्रणिधानवंध्यो
वध्योस्मि चेद्भुवनपावन हा हतोऽस्मि ॥ ४०

હરિગીત

અસંખ્ય ગુણનું શરણ ને વળી શરણ કરવા યોગ્ય જે,
અરિનાશથી કીર્તિ એવા આપના પદકમળને,
શરણે છતાં પણ ભુવન પાવન ! ધ્યાનથી કરી હીણ તો,
હું પ્રથમથી જ હણાયેલો હણવા જ માટે યોગ્ય જે ૪૦

હરિગીત

અસંખ્ય ગુણના આશ્રયભૂત ને શરણ લેવા યોગ્ય જે,
જેની અરિ હણી કીર્તિ પ્રાપ્ત એવા પ્રભુ પદયુગ્મો,
શરણે ગ્રહ્યા પણ નાથ તજ શુભ ધ્યાનથી હું હીન છું,
તેથી ખરે ! હણાયેલો ને વધ થવા યોગ્ય છું ૪૦

હે પ્રભુ જગતને પવિત્ર કરનાર! અસંખ્ય ગુણના અને પદાર્થમાત્રના આશ્રયરૂપ અને કર્મરિપુનો નાશ કરવામાં પ્રસિદ્ધ કીર્તિવાળા, એવાં આપનાં ચરણકમળનું શરણ પામ્યા પછી પણ જો હું ધ્યાનથી વંધ્ય રહું તો પછી હું વધ થવાને યોગ્ય જ છું અને હું મારી પોતાની મેળે જ હણાયેલો છું એમ જ કહેવાય ૪૦

वसततिलका

देवेन्द्रवंद्य विदिताखिलवस्तुसार
संसारतारक विभो भुवनाधिनाथ ।
त्रायस्व देव करुणाह्रद मां पुनीहि
सीदन्तमद्य भयदव्यसनाम्बुराशेः ॥ ४१

હરિગીત

હે અખિલ વસ્તુ જાણનાર વંદ્ય હે દેવેન્દ્રને
સંસારના તારક ! અને ભુવનાધિનાથ ! પ્રભુ નમે
ભયકારી દુખ-દરિયા થકી આજે પવિત્ર કરો અને,
કરુણાતણા હે સિંધુ ! તારો, દેવ દુખિયાને મને ૪૧

હરિગીત

હે અખિલ વસ્તુસાર જ્ઞાયક દેવના વળી વંદ્ય તું,
સંસારતારક હે વિભુ ! ત્રણ ભુવનના નાથ તું
હે દેવ ! કરુણાસિંધુ આ મુજ હૃદયને પાવન કરો,
ભયકાર આ ભવસાગરથી તારવા તત્પર બનો ૪૧

હે દેવેન્દ્રને પણ વંદન કરવા યોગ્ય ! સમસ્ત વસ્તુના સારને જાણનાર ! હે સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર ! હે વિભુ ! હે ત્રણ ભુવનના નાથ ! હે દેવ ! હે કરુણા હૃદ ! હું અત્યંત ખેદ પામું છું તેને પવિત્ર કરો આ ભયાનક સંસાર માંથી મને તારો. ૪૧

वसंततिलका

इत्थं समाहितधियो विधिवज्जिनेंद्र
सान्द्रोल्लसत्पुलककंचुकितांगभागाः।
त्वद्बिंब निर्मल मुखाम्बुज बद्धलक्ष्या
ये संस्तवं तव विभो रचयन्ति भव्याः॥ ४३

હરિગીત

એ રીતથી રૂડે પ્રકારે સ્થિર બુદ્ધિવાનને,
અતિ હર્ષથી રોમાંચિ જેના શરીર કેરા અંગ તે,
તુજ મુખ-કમળ નિર્મળ વિષે જિનેંદ્ર ' બાધી દૃષ્ટિને,
જે ભવ્યજન હે પ્રભુ ' રચે છે, આપ કેરી સ્તુતિને. ૪૩

હરિગીત

અતિ હર્ષથી રોમાંચવાળા દેહ-અંગ દીપી રહ્યાં,
નિર્મળ પ્રભુ મુખ-કમળમાં જે લક્ષ્ય બાંધીને રહ્યા;
પ્રભુ ' એ સમાધિસ્થ ભક્તો વિધિ પ્રમાણે જે કરે,
છે ધન્ય એ ભવિ જીવને જે આપની સ્તુતિ રચે.૪૩

જે ભવ્યજનોની બુદ્ધિ વિધિ પ્રમાણે આપની સમાધિમાં લાગી છે, જેમની કાયા આપના ઉપરની અત્યંત પ્રીતિ વડે ગાઢ રોમાંચ અનુભવી રહી છે, અને જેમની દૃષ્ટિ આપના મુખરૂપી નિર્મળ કમળને વિષે ચોંટેલી છે એવા જે ભવ્યજનો આપની સ્તુતિ કરે છે તેઓ— ૪૩




(૧) મૂળ સંસ્કૃત શિખરિણી છંદમાં
કર્તા—કવિવર શ્રી ભાગચંદજી

(૨) સમશ્લોકી શિખરિણીમાં પદ્યાનુવાદ
થોડા ફેરફાર સાથે
કર્તા—મગનલાલ મોતીચંદ શાહ

(૩) હરિગીત છંદમાં પદ્યાનુવાદ
કર્તા—નગીનદાસ ગિરધરલાલ શેઠ

(૪) ગદ્યમાં ભાવાર્થ લખનાર—
નગીનદાસ ગિરધરલાલ શેઠ

शिखरिणी छन्दः

यदीये चैतन्ये मुकुर इव भावाश्चिदचितः
समं भान्ति ध्रौव्यव्ययजनिलसन्तोऽन्तरहिताः।
जगत्साक्षी मार्गप्रकटनपरो भानुरिव यो
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः)॥ १

શિખરિણી

સમગ્રે સંસારે સ્થિર અસ્થિર ભાવો પ્રગટતા,
જુએ છે જે તત્ત્વે સહજ વ્યય ઉત્પાદ ધ્રુવતા;
પરે સાક્ષી જેઓ જગતજનના છે રવિસમા,
મહાવીરસ્વામી નયનપથગામી જિનવરા. ૧

હરિગીત

ઉત્પાદ વ્યય ધ્રુવ ભાવવાળા તત્ત્વ જડ ચેતન બધાં,
દેખાય છે પ્રતિબિમ્બ માફક સ્પષ્ટ જેના જ્ઞાનમાં;
છે સૂર્ય સમ સહુ જગજનોના માર્ગદર્શક મુક્તિનો.
તે વીરપ્રભુ મહાવીરસ્વામી નયનપથગામી બનો. ૧

જેમના ચૈતન્યમાં (કેવળ જ્ઞાનમાં), ઉત્પત્તિ, સ્થિતિ અને લય સ્વભાવવાળા સર્વે ચેતન અને જડ પદાર્થો બરાબર દર્પણની માફક જ પ્રતિબિંબિત થાય છે, અંધકારનો નાશ કરનાર સૂર્યની માફક જેઓ જગતના જનોના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરી તેમને સર્વોત્તમ મોક્ષમાર્ગ બતાવે છે એવા ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ! ૧

शिखरिणी छन्दः

अताम्रं यच्चक्षुः कमलयुगलं स्पंदरहितं
जनान्कोपापायं प्रकटयति वाभ्यन्तरमपि।
स्फुटं मूर्तिर्यस्य प्रशमितमयी वातिविमला
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः)॥ २

શિખરિણી

ખરે! જેના ચક્ષુ વિષયવિપન્નાથી રહિત ત્યાં,
ક્ષમા દૃષ્ટિમાં છે પરમ ગુણ વાત્સલ્યભર ત્યાં;
સદા અંગો જેના પ્રશમ સ્વભાવે તરી રહ્યાં,
મહાવીરસ્વામી પરમ પથનેતા પ્રભુવરા. ૨

હરિગીત

લાલિમાથી રહિત જેના કમળનયન અનિમેષ છે,
દૃષ્ટિ જેની ભવિજનોમાં શાંતિપ્રેરક થાય છે,
પુનિત પાવન શુદ્ધ જેનો દેહ ઉજ્જ્વળ છે ઘણો,
તે વીરપ્રભુ મહાવીરસ્વામી નયનપથગામી બનો. ૨

જેમની નિર્મળ અને અનિમેષ દૃષ્ટિમાત્ર જ માનવીઓમાં અંતર્જ્ઞાન પ્રગટ કરી તેમને શાંતિ અર્પે છે તથા જેમનો દેહ ઉજ્જ્વળ, શાન્ત અને નિર્મળ છે એવા ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ! ૨

शिखरिणी छन्द

नमन्नाकेन्द्रालीमुकुटमणिभाजालजटिलं
लसत्पादाम्भोजद्वयमिह यदीयं तनुभृतां।
भवज्वालाशान्त्यै प्रभवति जलं या स्मृतमपि
महावीरस्वामी नयनपथगामी भवतु मे(नः)॥ ३

શિખરિણી

નમે જ્યારે ઇંદ્રો મણિમુકુટધારી ચરણમાં,
મણિ રત્નો દીપે પુનિત પદતેજે પ્રભુતણા,
ભવજ્વાલાનારૂપો સ્મરણજળથી જ્યાં ઠરી જતા,
મહાવીરસ્વામી શિવપદ વિધાતા જગતના 3

હરિગીત

મણિમુકુટધારી ઇન્દ્રાદિ જે પાદપંકજમાં નમી રહ્યા,
તે પુનિત પદમાં મુકુટમણિઓ તેજથી શોભી રહ્યા.
ભવતાપ જ્વાલા સ્મરણજળથી શાન્ત થઈને શમી જતો,
તે શ્રી પ્રભુ મહાવીર સ્વામી નયનપથગામી બનો 3

વંદન કરવાને નમેલા અનેક ઇન્દ્રોના મુગટના મણિઓના તેજથી પ્રકાશિત એવા જેમના સુશોભિત ચરણકમળો પ્રાણીઓના સંસાર દાવાનળને તેમના સ્મરણમાત્રથી જ પાણીની માફક શાંત કરે છે એવા ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ ! ૩

शिखरिणी छन्दः

यदर्चाभावेन प्रमुदितमना दर्दुर इह
क्षणादासीत्स्वर्गी गुणगणसमृद्धः सुखनिधिः ।
लभन्ते सद्भक्ताः शिवसुखसमाजं किमु तदा ?
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः) ॥ ४

શિખરિણી

પ્રભુપૂજા ભાવે મુદિત-મન મેડક બનતાં,
બની રિદ્ધિસિદ્ધિ સુરપદતણી માત્ર ક્ષણમાં;
પ્રભુભક્તિ આપે શિવસુખ સદા ભક્તજનને,
મહાવીરસ્વામી સહજ સુખ દેતા જગતને. ૪

હરિગીત

મેંડક પણ આનંદથી પ્રભુ વાંદવાના ભાવથી,
ક્ષણમાત્રમા તે થઈ ગયો સુરલોકના સુખનો ધણી;
આશ્ચર્ય નહિ પ્રભુભક્તિથી તો પરમ સુખ પામી જતો,
તે વીરપ્રભુ મહાવીરસ્વામી નયનપથગામી બનો. ૪

ઉલ્લસિત મનવાળો એક દેડકો પણ (નંદમણિ શ્રાવકનો જીવ) ફક્ત પ્રભુને વંદન કરવાના ભાવમાત્રથી જ એક ક્ષણમાં ગુણોના સમૂહથી સમૃદ્ધ અને સુખના ભંડાર એવા સ્વર્ગને પામ્યો તો પછી પ્રભુના પરમ ભક્તો મોક્ષનાં સુખોને મેળવે તેમાં શુ આશ્ચર્ય ? એવા અનંત ગુણવાળા સુખના નિધાન ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ. ૪

शिखरिणी छन्दः

यदीया वागङ्गा विविधनयकल्लोलविमला
बृहज्ज्ञानाम्भोभिर्जगति जनतां या स्नपयति ।
इदानीमप्येषा बुधजनमरालैः परिचिता
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः)॥ ६

શિખરિણી

વહે વાણીગંગા વિવિધ નયથી પૂર્ણ વિમળા,
પ્રમાણે પ્રખ્યાતા સકળ જનને પાવનકરા;
ખરી શાંતિ પામ્યા વિશુદ્ધ જન જેના રમણથી,
મહાવીરસ્વામી નિકટ પથનેતા સ્મરણથી. ૬

હરિગીત

નિર્મળ જેની વાણી નયથી શુદ્ધ ગંગારૂપ છે,
વિદ્વાન જનરૂપ હંસથી જે સર્વથા પરિચિત છે;
જે જ્ઞાનરૂપી જળ વડે નવરાવતા સહુ જગજનો,
તે વીરપ્રભુ મહાવીરસ્વામી નયનપથગામી બનો. ૬

વિવિધ નયરૂપી કલ્લોલ વડે, નિર્મળ અને વિદ્વાન જનરૂપી હંસો વડે પરિચિત થએલી જેમની વાણીરૂપી ગંગા, તેની અંદરના સમ્યક્ જ્ઞાનરૂપી પાણી વડે હમણાં પણ જગતના માનવીઓને નવરાવે છે એવા ભગવાન મહાવીર સ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ. ૬

शिखरिणी छन्दः

अनिर्वारोद्रेकस्त्रिभुवनजयी कामसुभटः
कुमारावस्थायामपि निजबलाद्येन विजितः।
स्फुरन्नित्यानन्दप्रशमपदराज्याय स जिनः
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः)॥ ७

શિખરિણી

ખરે ! જીત્યા જેણે ત્રિભુવનજયી કામ સુભટો,
કુમારાવસ્થામાં બહુબલ ગણાતા બળવતો;
સ્ફુરે નિત્યાનંદો અચળપદ લબ્ધિ પ્રગટતાં,
મહાવીરસ્વામી ચિરસુખ-નિધાના મનુજના. ૭

હરિગીત

આવેશની જબરાઈથી જયવાન જે ત્રિ જગતમાં,
જીતી લઈ તે કામને પણ નાની એની ઉંમરમાં:
શાશ્વત અને આનંદરૂપ જે મોક્ષસુખ અપનાવતો,
તે વીરપ્રભુ મહાવીરસ્વામી નયનપથગામી બનો. ૭

રોકી શકાય નહિ એવા આવેશવાળા અને ત્રણે જગતમાં વિજયી થયેલા કામરૂપી સુભટને જેમણે કુમાર અવસ્થામાં જ પોતાના આત્મબળથી શાશ્વત અને આનંદપૂર્ણ મોક્ષરૂપી રાજ્ય મેળવવા માટે જીત્યો છે એવા શ્રી જિન-ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) નયનપથગામી થાઓ. ૭

शिखरिणी छन्द

महामोहातङ्कप्रशमन पराकस्मिकभिषग्
निरापेक्षो बन्धुर्विदितमहिमा मङ्गलकरः ।
शरण्य साधूना भवभयभृतामुत्तमगुणो
महावीरस्वामी नयनपथगामी भवतु मे (नः)॥ ८

શિખરિણી

મહામોહેરોગે સુખકર સમા વૈદ્ય જગના,
વિનાપેક્ષા બંધુ અશરણ ભયાકુલ જનના,
ખરુ સાધુનું છે ભવશરણ જે ઉત્તમ ગુણે,
મહાવીરસ્વામી અચળ સુખદાતા પ્રતિપળે ૮

હરિગીત

મહામોહરૂપી રોગનો વિનાશ કરતા વૈદ્ય છો
જગબંધુ સ્પૃહારહિત ને વળી પ્રસિદ્ધ મહિમાવાળા છો,
મંગલ અને ગુણવાન છો, સાધુજનોના શરણ છો,
હે વીરપ્રભુ મહાવીરસ્વામી ! નયનપથગામી બનો ૮

મહામોહરૂપી રોગની શાંતિ કરવામાં તત્પર, નિપુણ વૈદ્ય અપેક્ષારહિત જગતના બંધુ, પ્રસિદ્ધ મહિમાવાળા મંગળ કરનારા, સંસારથી ભય પામેલા સાધુઓને શરણ આપનારા અને ઉત્તમ ગુણોવાળા ભગવાન મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક થાઓ ૮

શ્લોક

महावीराष्टकं स्तोत्रं भक्त्या भागेन्दुना कृतम् ।
यः पठेच्छृणुयाच्चापि स याति परमां गतिम् ॥ ९

અનુષ્ટુપ

આ મહાવીર અષ્ટક, ભાગેન્દુ ભક્તિએ થયું;
જે ભણે-સાંભળે નિત્ય, પામે પરમ તે ગતિ. ૯

અનુષ્ટુપ

મહાવીરાષ્ટક સ્તોત્ર, ભાગેન્દુ કવિએ કર્યું,
ભણે સુણે જે ભક્તિથી, પરમગતિ તે પામશે. ૯

ભાગચંદ નામના કવિએ ભક્તિથી રચેલું મહાવીરાષ્ટક નામનું આ સ્તોત્ર જે વાંચે કે સાંભળે તે પરમ ગતિને પામે છે. ૯




(૧) શ્રી ભાગચદ્ર કવિના મહાવીરાષ્ટક
સ્તોત્રની શિખરિણી છંદમા પાદપૂર્તિ રચનાર–
મુનિશ્રી ઘાસીલાલજી મહારાજ

(૨) હરિગીતમા હિંદી પદ્યાનુવાદ

(૩) ગુજરાતી ભાવાર્થ લખનાર–
નગીનદાસ ગિરધરલાલ શેઠ

# નોંધ

આની પહેલાં શ્રી ભાગચંદ કવિનું સુપ્રસિદ્ધ મહાવીરાષ્ટક સ્તોત્ર આપેલું છે, તે ગાવામાં લલિત છે એટલું જ નહિ પણ ભાવમાં ય ઘણું સુંદર છે. તેમાં ય ખાસ કરીને તેના ચરણની છેલ્લી લીટી ઉત્તમ ભાવવાહક છે.

સંસ્કૃત નયનપથગામી શબ્દમાં જે ભાવ રહેલો છે તે હિંદી કે ગુજરાતી ભાષામાં યથાર્થ ઉતારી શકાતો નથી. વળી આ લીટીમાં વિશેષ ખૂબી એ છે કે તેમાં મે (મારા) અથવા ન (અમારા) જરૂર પ્રમાણે વાપરી શકાય છે. સ્તુતિ ગાનાર એક જ માણસ હોય ત્યારે તે મે બોલે અને ઝાઝા ગાનારા કે સાંભળનારા હોય ત્યારે ન બોલે.

જેમ ભક્તામર સ્તોત્રની ઘણી પાદપૂર્તિઓ રચાઈ છે તેમજ મહાવીરાષ્ટક સ્તોત્રની છેલ્લી લીટી લઈને મુનિશ્રી [illegible] મહારાજે આ મહાવીર ૪૦ પાદપૂર્તિ સ્તોત્ર બનાવેલું છે, તે પણ લાલિત્ય તેમજ ભાવમાં સુંદર છે.

—ન. મિ. શેઠ

प्रभुः शुद्धः सिद्धो धवलगुणसिन्धु ध्रुवमतिः,
प्रबुद्धो निःक्षुब्धो निगमनिविरुद्धो जितरिपुः।
प्रसिद्धः सिद्धीशोऽघमलपरिषिद्धो निरुपमो,
महावीरः स्वामी नयनपथगामी भवतु मे (नः)॥ १

अगणित गुणोंके धाम जो प्रभु शुद्ध और विशुद्ध हैं,
जितशत्रु हैं जो क्षोभहीन प्रशस्त और प्रबुद्ध हैं।
जो सिद्ध भूप अनुप हैं निःशेष पातकहीन हैं,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ १

શુદ્ધ, સિદ્ધ, શુભ્ર, ગુણસાગર, અચળ, પ્રબુદ્ધ, ક્ષોભહીન, પ્રશસ્ત, જિતશત્રુ, પ્રસિદ્ધ, પાતકહીન, નિ શેપ અનુપ એવા શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો ૧

निराधाराऽऽधारो विहितहितसारो जिनवरो,
विजित्यालं कालं वसति सुविशालं शिवपदे।
महानन्दस्यन्दः प्रणत सुरवृन्दः सुखकरो,
महावीरः स्वामी नयनपथगामी भवतु मे(नः)॥ २

अशरण-शरण दाता तथा कल्याणकारी आप्त हैं,
तप नियम यमसे जित यम विशद शिवपद प्राप्त हैं।
आनन्द निर्झर विनतीर्जर और सुखकी खान हैं,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ २

નિરાધારના આધાર, કલ્યાણકારી, મૃત્યુંજય, વિશદ શિવપદધારી મહા આનંદમય, સુખકર, દેવો પણ જેને વંદે છે તેવા જિનેશ્વર મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૨

भवभ्रान्तिध्वान्त-प्रशमसविता सर्वजगता,
सतां ध्यानाधारो विगलितविकारो गुणनिधिः ।
पुनीते यन्मार्गो हरति सकलं कर्मनिकरं,
महावीर स्वामी नयनपथगामी भवतु मे(न)॥ ३

निश्शेष-सद्गुणकोश हैं जो विगत सकल विकार हैं,
अज्ञाननाशक भानु योगी-ध्यानके आधार हैं।
जो मार्ग जिनका दूर करता कर्म पुंज महान है
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ ३

ભવભ્રમણનો અંત આણ્યો છે એવા, સર્વ જગતના પ્રશમશાલી યોગીઓના ધ્યાનના આધાર, વિકારરહિત ગુણનિધિ, પુનિત જેનો માર્ગ સકળ કર્મનો ક્ષય કરે છે એવા શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો। ૩

परं ज्योतिश्चन्द्रं हृतभुवनतन्द्रं सितत्तरं,
तथा शीतीभूतं निजमल्मलं हर्तुमरिलम् ।
नभस्तद्धृद्व्यं भवति यमसु सोऽमरविभु,
महावीर स्वामी नयनपथगामी भवतु मे(न)॥ ४

संसार सुखकारी तथा जो परम ज्योति स्वरूप हैं,
तम हरणका आश्रय पर नभ निज विचार स्वरूप हैं।
भवी जीव भी वैसे प्रभुको हृदय रक्खे आन हैं,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ ४

પરમજ્યોતિસ્વરૂપ, પરમસુખકારી તિમિરહર આકાશરૂપ નિજ સ્વરૂપ, ભવી જીવો જેને હૃદયમાં ધારણ કરી રાખે છે એવા પ્રભુ શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૪

विपज्ज्वालज्वालाप्रशमन महामेघसदृशो–
यदिच्छाहीनोऽपि श्रमहरणदक्षो मलयजः।
महामिथ्याध्वांतोपचितमनसां तिग्मकिरणो,
महावीरः स्वामी नयनपथगामी भवतु मे(नः)॥ ५

आपत्ति ज्वालाके निवारक मेघके उपमान है,
निष्काम होकर भी परिश्रम-हरण चन्दन-खान है।
मिथ्यात्व तमसे मूढ मनको सूर्यरश्मि समान है,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान है॥ ५

વિપત્તિરૂપી જ્વાલાઓના પ્રશામક મેઘસમાન, ઇચ્છાવિહીન હોવા છતા પણ શ્રમ હરનાર ચંદન સમાન, મહામિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરવામા સૂર્યકિરણ સમાન છે એવા શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૫

तदैकव्यापारो जलधिजलमग्नो धृततल–
स्त्वभावो निःश्वासो गलितनिखिलाशो मृगयते।
महारत्नं योगी तदिव यमिनं चैति किल स,
महावीरः स्वामी नयनपथगामी भवतु मे(नः)॥ ६

मौनावलम्बी कामनासे रहित मुनि तल्लिन है,
विनिरुद्ध श्वासोच्छ्वास हो सम्पूर्ण भाषाहीन है।
मणिकी तरह जिसका गवेषण करत यतनावान है,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान है॥ ६

મૌનાવલંબી, નિષ્કામ, આત્મલીન, શ્વાસોચ્છ્વાસરહિત, સંપૂર્ણ, ભાષાહીન, યોગી, મણિરત્ન સમાન ભગવાન શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૬

पयः पीतं स्फीतं सुमधुरसितायाः समशिता*,
कृता भोगासक्तिस्तदपि निजवाञ्छा न विगता।
यदीयध्यानेनाखिलभुवनराज्यं शिवसुखं,
महावीरः स्वामी नयनपथगामी भवतु मे(न*)॥ ७

पर्याप्त पयका पान मिश्री मधुरका सेवन किया.
भोग भोगे पर न तृष्णा-हीन होना हैं जिया।
किन्तु करते ध्यान हो सब सौख्य करते दान हैं,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ ७

સુમધુર મધ-રસનું પાન કરનાર, ભોગમાં અનાસક્ત છતા આત્મ સ્વરૂપની વાંછાથી પર નથી એવા, જેના ધ્યાનથી ત્રિભુવનના રાજ્ય સમાન શિવસુખ (મોક્ષસુખ) મળે છે એવા શ્રી મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૭

प्रतीरं गंभीरं भवजलधितीरं जिगमिषु-
मुनिर्घासीलालो व्यरचयत वीराष्टकमिदम्।
पठेद् भव्यं नव्यं परमशिवसौख्यं श्रयति यः
महावीरः स्वामी नयनपथगामी भवतु मे(न*)॥ ८

यह घोर अष्टक ललित घासीलाल कृत सुखकार ह,
गम्भीर है शुभ है तथा सम्पूर्ण शिव आगार है।
मधनय कुशल सुख प्राप्त हो जो प्राप्त करता गान हैं,
मम लोचनोंमें सतत भासित वीरवर भगवान हैं॥ ८

મુનિ શ્રી ઘાસીલાલજી મહારાજનું બનાવેલું, ગભીર, શુભ, ભવ પાર કરનાર, શિવસુખ આપનાર, જે મહાવીરસ્વામીનું આ અષ્ટક-સ્તોત્ર છે તે મહાવીરસ્વામી મારા (અમારા) માર્ગદર્શક હો. ૮



# શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તોત્ર

(૧) કિંકર્પૂરમય સ્તોત્ર
સંસ્કૃતમાં શાર્દૂલમાં (શ્લોક નં ૯ સ્રગ્ધરામાં અને નં. ૧૧ માલિનીમાં) રચના.
ઉપાધ્યાય શ્રી ભોજરાજી મુનિ

(૨) હરિગીતમાં પદ્યાનુવાદ
કર્તા મગનલાલ મોતીચંદ શાહ

(૩) ગદ્યમાં ભાવાર્થ

कि कर्पूरमय सुधारसमय किं चंद्ररोचिर्मयं
किं लावण्यमय महामणिमयं कारूण्यकेलिमयं ।
विश्वानदमयं महोदयमयं शोभामयं चिन्मयम्
शुक्लध्यानमयं वपुर्जिनपतेर्भूयाद्भवालंबनम् ॥ १

કર્પૂર જેવુ શ્વેત શીતળ ચદ્રમણિ સમ શોભતુ,
લાવણ્ય અમૃત સમ અને કરુણા વડે અતિ ઓપતુ,
આનદમય મહા ઉદયવાળુ ભવ્ય આલબન અરે,
શુક્લ ધ્યાનારૂઢ એવુ પાર્શ્વનાથ સ્વરૂપ છે ૧

શ્રી જિનેંદ્ર ભગવાનનુ શરીર, અહા ! કર્પૂર જેવુ શ્વેત, અમૃત જેવુ સ્નિગ્ધ, ચદ્ર ની કાંતિ જેવુ શીતળ સુદર મોટા મણિ જેવુ પ્રકાશિત કારુણ્યની રમણ ભૂમિ સમગ્ર વિશ્વને આનદમય મહા ઉદયવાળુ, શોભાવાળુ ધ્યાનમા નિમગ્ન છે એવા શ્રી જિનેંદ્ર ભગવાન સસારના આધારરૂપ છે ૧

पाताल कलयन् धरां धवलयन्नाकाश मा पूरयन्
दिक्चक्रं क्रमयन् सुरासुरनर श्रेणिं च विस्मापयन् ।
ब्रह्माडं सुखयन् जलानि जलधे. फेनच्छलालोल्लयन्
श्री चिंतामणि पार्श्वसभवयशो हंसश्चिर राजते ॥ २

આકાશ ને પાતાળ વ્યાપી, વિશ્વને શણગારતો,
વિસ્મય કરી સુર અસુરને, ચારે દિશા ઉલ્લંઘતો,
ડોળી સમુદ્ર-ફીણુ શ્વેતથી બ્રહ્માડને સુખ આપતો,
શ્રી પાર્શ્વજિનનો હસ યશ છે સર્વ સમયે રાજતો ૨

પાતાળમા પણ પ્રવેશ કરી રહેતો, પૃથ્વીને ઉજ્જ્વલ કરતો આકાશમા સર્વ સ્થળે વ્યાપ્ત થતો દિશાઓના ચક્રને ઉલ્લઘી જતો દેવ દાનવો ને મનુષ્યોના સમૂહને વિસ્મય પમાડતો ત્રણે જગતને સુખ આપતો સમુદ્રના શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાખતો એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણિનો યશ રૂપી હસ ચિરકાળ શોભે છે ૨

पुण्यानां विपणि स्तमोदिनमणिः कामेभकुंभे सृणि
र्मोक्षे निस्सरणिः सुरेंद्रकरिणिः ज्योतिः प्रकाशारणिः ।
दाने देवमणिर्नतोत्तमजनश्रेणिः कृपासारिणी
विश्वानंद सुधा घृणि र्भवभिदे श्रीपार्श्वचिंतामणिः ॥ ३

પુણ્ય-માગ મંયમી વળી સૂર્ય પાપાંધકારના,
મોક્ષ-શ્રેણિ ઇન્દ્ર-કરિણી, ને આત્મજ્યોતિ પ્રકાશના,
દેવમણિ રૂપ દાનમાં ને, સિંધુસુધા મજ્જન તણા,
ભવછેદનો ચિન્તામણિ જ, સુખધામ છે જે વિશ્વના ૩

પુણ્યના હાટ (ભંડાર) રૂપ, પાપરૂપી અંધકારમાં સૂર્ય રૂપ, વિષયરૂપી હાથીને વશ કરનારા અંકુશરૂપ મોક્ષમાં ગમન કરવા માટે નિસરણીરૂપ, આત્મજ્ઞાન રૂપ જ્યોતિને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામાં ઇન્દ્ર સમાન, એમની (શ્રી પાર્શ્વનાથની) આગળ નમન કરી રહેલી સજ્જન પુરુષોની પંક્તિને કૃપાની નદી સમાન, વિશ્વમાં આનંદરૂપી અમૃતના તરંગ સમાન એવા શ્રી પાર્શ્વચિંતામણિ ભગવાન સંસારસમુદ્રનુ ઉચ્છેદન કરનાર છે ૩

श्री चिंतामणि पार्श्वविश्वजनता संजीवनस्त्वं मया
दृष्टस्तात ततः श्रियः समभवन्नाश क्रमा चक्रिणम् ।
मुक्तिः क्रीडति हस्तयो र्बहु विधं सिद्धं मनोवाछितं
दुर्दैवं दुरितं च दुर्दिन भयं कष्टं प्रणष्टं मम ॥ ४

પ્રભુ આપ સુખનું ધામ છો, વળી વિશ્વની સંજીવની,
દર્શન થતા સૌ રિદ્ધિસિદ્ધિ મળતી ચક્રી દેવની,
મુક્તિ રમાડે હાથમાં, ઇચ્છિત ફળોને મેળવી,
પ્રભુ પાર્શ્વના દર્શન થતા, દુઃખો બધા જાયે ટળી ૪

હે તાત! હે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ' આખા વિશ્વમાં જીવનરૂપ! જ્યારથી મને આપના દર્શન થયા છે ત્યારથી જ ઇન્દ્ર દેવ તથા ચક્રવર્તિ પર્યંતની સમૃદ્ધિ મને પ્રાપ્ત થઈ છે. મારા હસ્તમાં જ મુક્તિરૂપી દેવી ક્રીડા કરી રહી છે, મારી વિવિધ પ્રકારની મનની અભિલાષાઓ સિદ્ધ થઈ છે અને મારું દુર્દૈવ, મારું પાપ મારું દુઃખ તથા મારો દરિદ્રતાનો ભય સમૂળ નાશ પામ્યા છે. ૪

नोरोगा नैवशोका न कलह कलना नारि मारि प्रचारा
नै वाधिर्नो समाधिर्न च दरदुरिते दुष्ट दारिद्रता नो।
नोशाकिन्योमहानो नहरिकरीगणाव्याल वैताल जाला
जायन्ते पार्श्वचिंतामणिमतिवसतः प्राणिना भक्तिभाजा॥ ९

ચિન્તામણિ પ્રભુ પાર્શ્વની, જે ભાવથી ભક્તિ કરે,
તે રોગ શાક કલેશ ને, મહામારી ભયથી તરે,
ભૂત પિશાચ ને શત્રુઓના, ધ્યાનનુ દુઃખ નહિ રહે,
વળી સિંહ સર્પો ગજ મહોથી, સદા મુક્તિને વરે ૯

જે ભક્તિવાન પ્રાણીઓ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથમા પોતાની વૃત્તિ જોડે છે તેઓને રોગ, શોક, કલેશ અશાન્તિ, ભય, પાપ, દુષ્ટ દરિદ્રપણું, શત્રુ દ્વારા ઉપજતી વ્યાધિ, તથા શાકિની, ભૂત પિશાચ વગેરે તથા હાથી તથા સિંહના સમૂહો દુઃખરૂપ થઈ શક્તા નથી ૯

गीर्वाण द्रुमधेनु कुम्भमणयस्तस्यागणे रंगिणो
देवा दानवमानवा सविनयं तस्मै हितध्यायिन।
लक्ष्मी स्तस्य वशाऽवशेव गुणिना ब्रह्माड संस्थायिनी
श्री चिंतामणि पार्श्वनाथ मनिशं सस्तौति यो ध्यायति॥ १०

ચિન્તામણિનુ ધ્યાન ધરતા, પાર્શ્વમણિ સમ સુખ મળે,
આગણામા કલ્પવૃક્ષ અને, કામધેનુ આવી ચડે
દેવ દાનવ માનવો જે, વિનયથી ચિંતન કરે,
તે ભાગ્યશાળી જીવને, બ્રહ્માડની લક્ષ્મી વરે ૧૦

જે પ્રાણી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની હમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે, તેના આંગણામા રાગાદિ આનંદ થયા જ કર છે તેને કલ્પવૃક્ષ, કામદુધા ધેનુ પારસમણિ ઈત્યાદિ અલૌકિક પદાર્થ પ્રાપ્ત થાય છે દેવ દાનવ અને મનુષ્યો સુદ્ધા વિનયથી તેના હિતનુ જ ચિંતવન કર્યા કરે છે ગુણવાન પુરૂષોને આ બ્રહ્માડમા પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મી તેને વશ વર્તે છે ૧૦

इति जिनपति पार्श्वः पार्श्व पार्श्वख्य यक्षः
प्रदलित दुरितौघः प्रीणितप्राणि सार्थः।
त्रिभुवन जन वान्छा दान चिंतामणिकः
शिवपद तरु बीजं बोधिबीजं ददातु॥ ११

પાર્શ્વ પ્રભુનો પાર્શ્વ યક્ષ, જે પ્રભુતા મહીં યે પૂર્ણ છે,
પ્રાણી તણો હિતસ્વી ને, વળી પાપથી તે મુક્ત છે;
ચિન્તામણિ સમ દાન દેતો, ત્રણે ભુવનના લોકને,
શિવપદ તરુનું બોધિ બીજ, અર્પણ કરો પ્રભુજી મને. ૧૧

આ પ્રમાણે જિનપતિ પાર્શ્વનાથ ભગવાન જેમણે તેમની પાસે રહેનારા પાર્શ્વ નામના યક્ષના પાપકર્મો નષ્ટ કર્યા છે, જનસમુદાયને સંતુષ્ટ કર્યા છે, અને જે ત્રણે ભુવનના પ્રાણીઓની વાન્છા પૂરવામાં ચિંતામણિ સમાન છે, તે મોક્ષ રૂપી વૃક્ષ બીજરૂપ સમકીત મને આપો. ૧૧

श्री चिंतामणि पार्श्वनाथ महिमोपेतं पवित्रं स्फुरत्
स्तोत्रं संस्कृत भाषयाऽत्र किमपि व्यावर्णित भावतः
श्रीमत् प्रातविनीत सागर कवेः शिष्येण भोजाब्धिनो
पाध्यायेन सुखावबोधविषये भव्यात्मनां कारणं॥ १२

પ્રભુ પાર્શ્વના મહિમાતણુ શુભ ગ્હુન્ણ મુજને જે થયુ,
સંસ્કૃતમાં તે સ્તોત્ર રૂપે ભાવથી મેં અહીં ભર્યું,
સદ્‌ગુરુ કવિશ્રી વિનયસાગર શિષ્ય ભોજાબ્ધિન હું,
ઉપાધ્યાય મેં ભવ્ય જીવોના બોધ માટે વર્ણવ્યું. ૧૨

શ્રીમાન વિનયસાગર કવિના શિષ્ય શ્રી ભોજાબ્ધી ઉપાધ્યાયે ભવ્ય જીવોના આત્માના બોધ અને કલ્યાણને માટે ખાસ ભક્તિભાવથી પ્રેરાઇને આ સંસ્કૃત સ્તોત્રમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનના મહિમા અને પવિત્રતાનું વર્ણન કરેલ છે. ૧૨




(૧) મૂળ સંસ્કૃત ઉપજાતિ તથા
વંશસ્થવૃત્તમાં કર્તા—
શ્રી અમિતગતિસૂરિ

(૨) ઉપજાતિમાં પદ્યાનુવાદ કર્તા—
મગનલાલ મોતીચંદ શાહ

(૩) ભાવાર્થ લખનાર
મગનલાલ મોતીચંદ શાહ

सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदं,
क्लिष्टेषु जीवेषु कृपापरत्वम्।
माध्यस्थभावं विपरीत वृत्तौ,
सदा ममात्मा विदधातु देव ॥ १

મૈત્રી સુમંતે ગુણિમાં પ્રમોદ,
દુઃખી પ્રતિ હો અનુકમ્પ-ધોધ;
વૈરી પરત્વે પ્રગટો સુમાધ્ય,
આવું સદા હો મુજ આત્મ રમ્ય. ૧

હે જિનેશ્વર દેવ! (૧) જગતના સર્વ પ્રાણીઓ ઉપર મિત્રભાવ રહે એવી મૈત્રીભાવના (૨) ગુણવાન આત્માઓને જોઈને તેમના ગુણ પ્રતિ હર્ષ ઊભરાય એવી પ્રમોદભાવના (૩) સંસારના નાના પ્રકારના દુઃખોથી દુઃખી થએલા જીવો પર દયાનો ધોધ વહે એવી કરુણા-ભાવના (૪) મારા પ્રતિ વિપરીત ભાવ રાખનારા જીવો પર પણ સમભાવ રહે એવી માધ્યસ્થ-ભાવના, આ ચારે પ્રકારની ભાવના મારા હૃદયમાં નિરંતર રહ્યા કરે એવી મારા આત્મામાં શક્તિ આપો. (૧)

शरीरतः कर्तुमनन्तशक्तिं,
विभिन्नमात्मानमपास्तदोषम्।
जिनेन्द्र कोषादिव खड्गयष्टिं,
तव प्रसादेन ममास्तु शक्तिः॥ २

આત્મીય શક્તિ પ્રગટાવવામાં,
શરીરથી ભિન્ન સદા થવામાં;
જે સત્ય-ધાય અસિમ્યાન માનું,
તારી કૃપાથી વધતો પ્રમાણું. ૨

હે પ્રભો! મારો અનંત શક્તિસંપન્ન આત્મા નિશ્ચયથી નિરંજન નિર્વિકારી હોઈ, આ શરીરથી સદાય ભિન્ન છે, જેમકે મ્યાનમાંથી તરવાર કાઢ્યા પછી તરવાર અને મ્યાનનો જેવો જુદાપણાનો અનુભવ થાય છે તેવો જ અનુભવ હું આ દેહ અને મારા આત્માનો કરું એવી શક્તિ હે જિનેશ્વર દેવ! તમારી કૃપાથી મારામાં પ્રાપ્ત થાઓ. ૨

दुःखे सुखे वैरिणि बन्धुवर्गे,
योगे वियोगे भवने वने वा।
निराकृताशेषममत्वबुद्धेः,
समं मनो मेऽस्तु सदापि नाथ॥ ३

દુઃખે સુખે મિત્ર અમિત્રતામાં,
યોગે વિયોગે વનમાં ગૃહોમાં;
મમત્વભાવો ન રહો જરાય,
સમાન સૌમાં મન હો સદાય ૩

હે નાથ! સુખદુઃખની પ્રાપ્તિમાં, શત્રુ અને મિત્રના સમૂહમાં, ઇષ્ટ પદાર્થોના વિયોગમાં અને અનિષ્ટ પદાર્થોના સંયોગમાં, સુંદર રાજમહેલમાં કે ભયંકર અરણ્યમાં, એટલે કે આ પ્રાપ્ત થએલી દરેક સ્થિતિમાં મારાપણાની બુદ્ધિથી જે રાગદ્વેષ થાય છે તે નાશ પામી, સદાય મારૂ મન આ સર્વ સ્થિતિમાં સામ્યભાવે—સમભાવે રહો. ૩

यः स्मर्यते सर्वमुनीन्द्रवृन्दैः,
यः स्तूयते सर्वनरामरेन्द्रैः।
यो गीयते वेदपुराणशास्त्रैः,
स देवदेवो हृदये ममास्ताम्॥ ४

સ્મરાય છે સર્વ મુનીન્દ્રવૃંદે,
પૂજાય છે જે નરદેવ ઇન્દ્રે;
શાસ્ત્રો પુરાણો ગુણગાન ગાતા,
તે દેવ મારા હૃદયે સમાતા. ૪

यो दर्शनज्ञानसुखस्वभावः,
समस्तसंसारविकारबाह्यः ।
समाधिगम्यः परमात्मसंज्ञः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ ५

સ્વભાવથી જે સુખજ્ઞાનદર્શી,
સંસારના સર્વ વિકારભક્ષી,
શુદ્ધાત્મસંજ્ઞી સુસમાધિગમ્ય,
તે દેવ હુંમાં ન રહો અગમ્ય. ૫

જે સ્વભાવથી જ અનંત જ્ઞાન દર્શન ને સુખના ભોક્તા છે, તેમજ સંસારના સમસ્ત વિકારો રહિત છે, વળી મુનિઓની કે યોગીઓની પરમ સમાધિ જ્ઞાનધ્યાનમાં સદૈવ અનુભૂત-અનુભવ કરવા યોગ્ય છે તેમજ સંસારી જીવો જેને શુદ્ધાત્મા, પરમાત્મા, ઈશ્વર, પ્રભુ આદિ નામથી સંબોધે છે તે શ્રી દેવના દેવ મારા હૃદયમાં નિરંતર વાસ કરો ૫

निषूदते यो भवदुःखजालं,
निरीक्षते यो जगदन्तरालम् ।
योऽन्तर्गतो योगिनिरीक्षणीयः,
स देवदेवो हृदये ममास्ताम् ॥ ६

તોડી પ્રભુએ ભવદુઃખ-જાળ,
જાણી સદા આ જગ અંતરાલ;
ભાસે જ અન્તર્ગત યોગીઓને,
તે દેવ મારા હૃદયે વસોને ૬

જેણે જન્મ-મરણનાં દુઃખની જાળને-પરંપરાને કાપી નાખી છે, વળી જેઓ જગતની અંદરના ચેતન, અચેતન, રૂપી, અરૂપી સર્વે પદાર્થોને તથાવત્ જાણી દેખી રહ્યા છે, વળી યોગીઓ પરમ સમાધિમાં જેનો અનુભવ કરી શકે છે તેમજ સંસારના સર્વ પ્રાણીઓના મનોગત ભાવને જાણી દેખી રહ્યા છે તે દેવના દેવ પરમાત્મા મારા હૃદયમાં નિરંતર વાસ કરો ૬

विमुक्तिमार्गप्रतिपादको यो,
यो जन्ममृत्युव्यसनाद् व्यतीत ।
त्रिलोकलोकी विकलोऽकलङ्क ,
स देवदेवो हृदये ममास्ताम् ॥ ७

વિમુક્તિ માર્ગે પ્રતિપાદકો જે,
દુઃખી ભવાબ્ધિ ભય તારકો તે
ત્રિલોક દ્રષ્ટા અકલંક રૂપી,
તે દેવ મારા મનના સ્વરૂપી ૭

જેઓ મોક્ષમાર્ગના યથાર્થ પ્રતિપાદક છે એટલે વ્યવહારથી અને નિશ્ચયથી બન્ને ભેદે મોક્ષગતિ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવનારા છે વળી જેઓ જન્મ મરણ આદિ દુઃખને જીતી ગયા છે તેમજ અધો ઊર્ધ્વ અને મધ્ય આ ત્રણે લોકના સ્વરૂપને સ્વભાવથી અવલોકી રહ્યા છે અને નિર્મળ સ્ફટિકમણિ જેવું જેનું શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે તે શ્રી દેવના દેવ પરમેશ્વર મારા હૃદયમાં નિરંતર વાસ કરો ૭

क्रोडीकृताशेष शरीरिवर्गो,
रागादयो यस्य न सन्ति दोषा ।
निरिन्द्रियो ज्ञानमयोऽनपाय ,
स देवदेवो हृदये ममास्ताम् ॥ ८

પ્રાણી પ્રતિ છે કરુણા અશેષ,
રાગાદિ દોષો ન રહ્યા જ લેશ
અતીન્દ્રિય જ્ઞાનરૂપે સ્વભાવે,
તે દેવ મારા હૃદયે બિરાજે ૮

જેમણે નિઃસ્પૃહભાવે જગતના સર્વ પ્રાણીઓને પોતાના બનાવ્યા છે એટલે પોતાના આત્મા સમાન જ ગણ્યા છે અને કર્મોના બીજરૂપ રાગ દ્વેષ મોહ અજ્ઞાન આદિ દોષોથી જેઓ સર્વ પ્રકારે મુક્ત થયા છે વળી પાંચ ઇન્દ્રિયો અને મનથી પર છે તેમજ જ્ઞાનાવરણ કર્મના આવરણથી સદા મુક્ત થયા હોવાથી નિરંજન નિરાકાર જ્ઞાનસ્વરૂપ છે તે શ્રી દેવના દેવ સિદ્ધ પરમાત્મા મારા હૃદયમાં નિરંતર વાસ કરો ૮

यो व्यापको विश्वजनीनवृत्तेः,
सिद्धो विबुद्धो धुतकर्मबन्धः ।
ध्यातो धुनीते सकलं विकारं,
स देवदेवो हृदये ममास्ताम् ॥ ९

જે વ્યાપ્ત છે વિશ્વ સમગ્ર ભાવે,
વિશુદ્ધ ને સિદ્ધ થયા સ્વભાવે,
ધ્યાને કરી સર્વ હણે વિકારો,
તે સિદ્ધ મારા હૃદયે વિરામો ૯

જે પરમાત્મા જ્ઞાનની અપેક્ષાએ આખા જગતના સર્વ પદાર્થોમાં વ્યાપી રહ્યા છે, તેમજ આઠે કર્મોની મૂળ તથા ઉત્તર પ્રકૃતિઓને છેદી જેઓ સિદ્ધ દશાને પામ્યા છે એટલે સ્વભાવ-ભાવે વિશુદ્ધ ગણાયા છે આત્માની આ સ્વયંપ્રકાશ સ્થિતિ પ્રાપ્ત થયા પછી કર્મોનો બંધ હવે તેમને ધૂળી લાગી શકતો નથી વળી જેનુ ધ્યાન ધરવાથી જગતના જીવો સકળ વિકારથી મુક્ત થાય છે એવા શ્રી દેવના દેવ સિદ્ધ પરમાત્મા મારા હૃદયમા નિરંતર વાસ કરો ૯

न स्पृश्यते कर्मकलङ्कदोषैर्,
यो ध्वान्तसंघैरिव तिग्मरश्मि ।
निरञ्जनं नित्यमनेकमेकं,
तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ १०

પ્રાગટ્ય સૂર્યે ન જ અંધકાર,
ન કર્મ સ્પર્શે પ્રભુને લગાર,
જે ન્યાયથી એક અનેક જાણો,
તે દેવ મારુ શરણુ પ્રમાણો ૧૦

જેમ સૂર્યના અતિ ઉજ્જ્વળ પ્રકાશ આગળ ગાઢ અંધકાર રહી શકતો નથી તેમ પ્રભુને હવે કર્મરૂપ દોષો હિંસા વિષય કષાય પ્રમાદ આદિ સ્પર્શી શકતા નથી, કેમકે નિરંજન નિરાકાર પોતાનુ નિત્યસ્વરૂપ પ્રાપ્ત થયુ હોવાથી સર્વથા શુદ્ધ સ્વરૂપમાં જ રહ્યા છે જેઓ દ્રવ્યની અપેક્ષાએ એક અને ગુણની અપેક્ષાએ અનેક કહેવાય છે તે સિદ્ધ પરમાત્મા મને સદા શરણરૂપ હો ૧૦

विभासते यत्र मरीचिमाली,
न विद्यमाने भुवनावभासी।
स्वात्मस्थितं बोधमयप्रकाश,
तं देवमाप्त शरण प्रपद्ये॥ ११

દ્રવ્યે પ્રકાશે રવિ એ તોકે,
ભાવે પ્રકાશે પ્રભુ સર્વ લોકે
બોધે પ્રકાશે સ્થિતપ્રજ્ઞ ભાવે,
તે દેવ મારા હૃદયે વિરાજે ૧૧

જે સૂર્યના તેજ વિના ત્રણે લોકને પ્રકાશિત કરે છે કેમકે સૂર્ય તો માત્ર જમ્બુદ્વીપને જ દ્રવ્ય પ્રકાશ આપે છે ત્યારે જિનેશ્વર દેવ તો ત્રણે ભુવનને વિષે સદાય ભાવ પ્રકાશ અર્પી રહ્યા છે કેમકે તેમનો આત્મા જ્ઞાન રૂપી દીવાથી હમેશા પ્રકાશી રહ્યો છે તેનો પ્રકાશ જગતના સર્વ પ્રાણીઓને મળે છે તે દેવ મારા હૃદયને વિષે વિરામ પામો ૧૧

विलोक्यमाने सति यत्र विश्वं,
विलोक्यते स्पष्टमिद विविक्तम्,।
शुद्ध शिव शान्तमनाद्यनन्त,
त देवमाप्त शरण प्रपद्ये।। १२

જોતા સદા જે પ્રભુ નિજ સ્વભાવે,
જાણે જ તે વિશ્વ બધુ પ્રભાવે
જે છે સદા શુદ્ધ પરાત્મ રૂપ,
તે દેવ મારા મનનું સ્વરૂપ ૧૨

જેઓ પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યા છે તેઓ જગતના સર્વ ભાવને સ્પષ્ટ રીતે જાણી શકે છે વળી જેઓ શુદ્ધ છે કલ્યાણકારી છે પ્રશાંત છે, અને આદિ અંત રહિત છે એટલે કે આત્મા અને તેના ગુણનો સંબંધ જે અનાદિ અનંત ભાવ છે તે તેમણે પ્રગટ કર્યો છે એવા દેવ હમેશાં મારા હૃદયમાં બિરાજો ૧૨

येन क्षता मन्मथमानमूर्च्छा,
विषादनिद्राभयशोकचिन्ताः ।
क्षयाऽनलेनेव तरुप्रपंच—
स्तं देवमाप्त शरणं प्रपद्ये ॥ १३

જેણે હણ્યા મન્મથ માન મૂર્છા,
વળી વિષાદો ભય શોક ચિંતા,
અગ્નિ દહે જેમ વને તરુઓ,
તે દેવ મારું શરણું સદા હો ૧૩

જગલના સૂકા વૃક્ષોને જેમ અગ્નિ બાળીને ભસ્મ કરે છે તેમ જિનેશ્વર દેવે સમ્યક્ જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપી અગ્નિથી કામદેવ માન, મોહ, ખેદ, નિદ્રા, ભય શોક અને ચિંતા આદિ કર્મ વૃક્ષના બીજોને મૂળમાંથી બાળીને ભસ્મ કરી નાખ્યા છે તે દેવ હમેશા મારું શરણ હજો ૧૩

यदर्थमात्रापदवाक्यहीनं,
मयाप्रमादाद्यदि किञ्चनोक्तम् ।
तन्मे क्षमित्वा विदधातु देवी,
सरस्वती केवलबोधलब्धि ॥ १४

જે અર્થમાં મેં પદ વાક્ય લોપ્યુ,
અજ્ઞાનથી જે અવળુ પ્રરૂપ્યુ,
દેવી! કરો માફ જ દોષ મારો,
સુબુદ્ધિ આપો તરવા કિનારો ૧૪

હે વીરવાણી દ્વાદશાંગી દેવી! છદ્મસ્થ ભાવે કોઈ પણ જાતના પ્રમાદથી એટલે કે માન, પૂજા કે આત્મશ્લાઘાને કારણે મારા વડે સિદ્ધાંત વિરુદ્ધ અર્થ કાનો માત્રા, પદ વાક્ય, ઓછું, અધિક કે વિપરીત પ્રવચન કરતા ભાષાના દોષે બોલાયુ હોય તો હે વાણીની અધિષ્ઠાત્રીદેવી સરસ્વતી! તેની ક્ષમા આપો અને આ ભવસાગર તરવા માટે બુદ્ધિની શુદ્ધિ કરો ૧૪

बोधि समाधिः परिणामशुद्धिः,
स्वात्मोपलब्धि शिवसौख्यसिद्धि ।
चिन्तामणिं चिन्तितवस्तुदाने,
त्वां वंद्यमानस्य ममास्तु देवी ॥ १५

જે આપતી બોધિ સમાધિ શુદ્ધિ,
સ્વાત્મોપ લબ્ધિ વળી સૌખ્ય સિદ્ધિ,
ઇચ્છિત આપે જગમા સહુ એ,
દેવી ! તને હું નમતો સદા યે ૧૫

ચિન્તિત વસ્તુ દાન દેવામા ચિન્તામણિ રત્ન સમાન શ્રી જિનેશ્વર દેવની વાણી જેણે ગ્રહણ કરી છે તેને અનંત અક્ષય શાશ્વત, સુખની પ્રાપ્તિ થાય છે તેથી હે દેવી ! હું તમને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરું છું કે, મને સમ્યગ્ જ્ઞાન પરમા નંદમય સમાધિ મનની વિશુદ્ધિ ક્ષાયિક સમ્યક્ત્વ, આત્મસ્વરૂપનો અનુભવ અને પરમ મોક્ષ રૂપ સિદ્ધિની પ્રાપ્તિ થાઓ ૧૫

न सन्ति बाह्या मम केचनार्था,
भवामि तेषां न कदाचनाहम् ।
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं,
स्वस्थः सदा त्वं भव भद्र मुक्त्यै ॥ १६

મારા નથી બાહ્ય પદાર્થ સર્વે,
તેનો નથી હું પણ એ કદીએ
એવું વિચારી તજતા સદા યે,
તે જીવ મુક્તિપદને વરે છે ૧૬

જ્ઞાનીઓ કહે છે કે હે ભદ્ર તુ તારા કલ્યાણને માટે સ્વસ્થ થઈને મનમા એવો નિશ્ચય કર કે-જગતના બાહ્ય પદાર્થો જે મારા આત્મિક ગુણથી-સ્વભાવથી પર છે, તે મારા નથી તેમજ હું મારા સ્વરૂપમા નિજાનંદ રૂપે સહજ ભાવે સદા રહેલો હોવાથી હું પણ કોઇનો નથી, જેથી સઘળો બહારભાવ છોડી મુક્તિને માટે આત્મભાવમા તલ્લીન થા ૧૬

आत्मानमात्मन्य विलोक्यमान-
स्त्वं दर्शनज्ञानमयो विशुद्धः ।
एकाग्रचित्तः खलु यत्र तत्र,
स्थितोऽपि साधुर्लभते समाधिम् ॥ १७

જુએ સ્વઆત્મા પરમાત્મભાવે,
પોતે જ છે જ્ઞાન રૂપે સ્વભાવે,
એકાગ્ર એવું ધરતો જ ધ્યાન,
તે સાધુ પામે સુખનું નિધાન. ૧૭

જે સાધુ પોતાના આત્માને નિશ્ચયભાવે આત્મસ્વરૂપમાં જ જુએ છે, તેને પોતાના આત્માનું જ્ઞાન અને દર્શનમય વિશુદ્ધ સ્વરૂપ સમજાય છે, એટલે કે હું પોતે જ સ્વરૂપમાને જ્ઞાન અને દર્શનયુક્ત વિશુદ્ધ દ્રવ્ય છું એવો નિશ્ચય થાય છે. આવું એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરનારો સાધુ સાચી સમાધિને-સાચા સુખને પ્રાપ્ત કરે છે. ૧૭

एकः सदा शाश्वतिको ममात्मा,
विनिर्मलः साधिगमस्वभावः ।
बहिर्भवाः सन्त्यपरे समस्ता,
न शाश्वताः कर्मभवाः स्वकीयाः॥ १८

શાશ્વતસદા એકજ આત્મ મારો,
સ્વભાવથી તે જ વિશુદ્ધ ધારો,
બહાર ભાવે વળગ્યા જ કર્મો,
અશાશ્વતા તે જ વિભાવ ધર્મો. ૧૮

સમ્યગ્જ્ઞાનીના હૃદયમાં હમેશા એ જ વિચારધારા વહ્યા કરે છે, કે મારો આત્મા એક જ છે વળી તે નિરંતર ધ્રુવ, શાશ્વત્ અજર, અમર ને નિત્ય છે. તેમજ તે કૈવલ્યજ્ઞાન અને કેવલ્યદર્શન સ્વભાવવાળો છે. જે સર્વ બાહ્ય પદાર્થોથી સદા ભિન્ન છે; કેમકે બાહ્ય પદાર્થો સર્વે કર્મોના નિમિત્તભૂત હોવાથી નાશવત છે, જે મારા આત્માનું કલ્યાણ કરવામાં અસમર્થ છે, આ વિચારે જ્ઞાનીઓ પોતાના આત્મભાવમાં જ રહે છે. ૧૮

यस्यास्ति नैक्यं वपुषापि सार्द्धं,
तस्यास्ति किं पुत्रकलत्रमित्रैः ।
पृथक्कृते चर्मणि रोमकूपा
कुतो हि तिष्ठन्ति शरीरमध्ये ॥ १९

શરીર સાથે નહિ ઐક્ય જેનુ
સ્ત્રી પુત્ર સાથે ન જ હોય તેનુ,
ત્વચા જતા હોય ન રોગ છિદ્રો
શાથી રહે રોમ શરીરમા તો? ૧૯

જ્ઞાનીઓ કહે છે કે હે ભવ્ય જીવો ! આ આત્માનો આ દેહ સાથે કોઈ પણ જાતનો સ્વભાવ સબધ નથી તો પછી માતા પિતા સ્ત્રી પુત્ર મિત્ર વગેરે સાથે તો ક્યાથી જ હોય? અર્થાત્ ન જ હોય જેમકે વાળનુ છિદ્ર ચામડી ઉપર જેમ ચામડીના આધારે રહેતુ છે તે ચામડી ઉતરી ગયા પછી વાળનુ મૂળ જેમ નાશ પામે છે તેમ જીવ સાથેના દેહાદિ વિભાવ–સબધો સર્વે કાળના યોગે કરીને નાશવત છે ૧૯

संयोगतो दुःखमनेक भेदं,
यतोऽश्नुते जन्मवने शरीरी ।
ततस्त्रिधासौ परिवर्जनीयो,
वियासुनानिर्वृतिमात्मनीनाम् ॥ २०

સયોગથી દુઃખ અનેક ભેદે
જન્મો ધરી ભોગવતો ત્રિવેદે
વિભાવ દોષો તજતા જ જાણો
નિવૃત્તિ–માર્ગે દૃઢ તો પ્રમાણો ૨૦

આ આત્મા અનાદિ કાળથી હિંસા વિષય કષાય પ્રમાદ અને અજ્ઞાન આદિ કર્મોના બધથી બધાઈ સસારમા પરિભ્રમણ કરતા જન્મમરણના અને બીજા અનેક દુઃખો સહન કરી રહ્યો છે તેથી મોક્ષની અભિલાષા રાખનાર મુમુક્ષુ જીવોએ મન વચન અને કાયાથી એટલે ત્રણ કરણ અને ત્રણ યોગથી પાપના સર્વ વ્યાપારો તજી નિવૃત્તિ ધારણ કરવી જોઈએ ૨૦

सर्वं निराकृत्य विकल्पजालं,
संसारकान्तारनिपातहेतुम् ।
विविक्तमात्मानमवेक्ष्यमानो,
निलीयसे त्वं परमात्मतत्त्वे ॥ २१

વિકલ્પ સર્વે તજ તુ જ પ્રાણી,
સંસારવૃદ્ધિ રૂપના અનાદિ,
છુ ભિન્ન તુ આ જડથી સદાયે,
તલ્લીન થા તુ પરમાત્મ તત્ત્વે ૨૧

હે ભવ્ય જીવાત્મા ! સંસારરૂપી ભયંકર અટવિમા જન્મ લઈ પરિભ્રમણ કરવાના કારણરૂપ નાના પ્રકારના સંકલ્પ વિકલ્પ છે, તે સંકલ્પ-વિકલ્પરૂપી વાસનાની જાળને સંયમના બળથી તોડી, તેમજ આ આત્મા જગતના સર્વ બાહ્ય પદાર્થથી ભિન્ન છે, એવુ ભેદજ્ઞાન પ્રાપ્ત કરી ભવપથ કાપવા માટે પરમાત્મ-તત્ત્વમા એટલે તારા પોતાના જ સ્વરૂપમા અભેદભાવે લીન થા ૨૧

मुनीश ! लीनाविव कीलिताविव,
स्थिरौ निखाताविव बिंबिताविव ।
पादौ त्वदीयौ मम तिष्ठतां सदा,
तमो धुनानौ हृदि दीपकाविव ॥ २२

જે પાદયુગે ધરતા જ ધ્યાન,
જેમા કર્યું છે મન એકતાન,
કાપે તમો દીપક અંધકારો,
તે દેવ મારા હૃદયે વિરાજો ૨૨

હે મુનીશ ! અનાદિ કાળથી લાગેલા મિથ્યાત્વરૂપી અધકારને નાશ કરવા માટે આપના ચરણકમળની ભક્તિરૂપ દીપક મારા હૃદયમા સદૈવ બળતો રહો કે જેથી હું તે ભક્તિના સ્થિર પ્રતિબિંબના પ્રતાપે મારા આત્મભાવમા એકરૂપ બની જાઉં ૨૨

एकेन्द्रियाद्या यदि देव देहिन,
प्रमादतः सञ्चरता इतस्ततः ।
क्षता विभिन्ना मिलिता निपीडिता,
तदस्तु मिथ्या दुरनुष्ठितं तदा ॥ २३

હે દેવ ! જીવો જગના બધાયે,
એકેન્દ્રિયેથી ગણતા ગણાયે,
પ્રમાદથી મેં ગુણ લબ્ધિ લૂંટી,
તે દોષની હો સઘળી વિશુદ્ધિ ૨૩

હે દેવ ! અજ્ઞાનથી કે પ્રમાદથી મેં એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોને હાલતાચાલતા બેસતાઊઠતા હણ્યા હોય દબાવ્યા હોય આપસમાં અફળાવ્યા હોય કિલામણા કે વિરાધના ઉપજાવી હોય, યા શારીરિક કે માનસિક વેદના ઉપજાવી હોય અથવા છદ્મસ્થભાવે બીજો કોઈ દોષ થયો હોય તે સર્વે પ્રકારના દોષની આજે ક્ષમા માગું છું ૨૩

विमुक्तिमार्गप्रतिकूलवर्तिना,
मया कषायाक्षवशेन दुर्धिया ।
चारित्रशुद्धेर्यदकारि लोपनं,
तदस्तु मिथ्या मम दुष्कृतं प्रभो ॥ २४

વિશુદ્ધ માર્ગે ઊલટા સ્વભાવે,
યથા કષાયો જ કુબુદ્ધિ ભાવે,
ચારિત્ર્ય-શુદ્ધિ વિરૂપે ક્યારી,
મિથ્યા હજો એજ ક્રિયા હમારી ૨૪

હે પ્રભો ! અનંત શાશ્વત એવા મોક્ષમાર્ગના સ્વરૂપથી પ્રતિકૂળ ઊલટી રીતે વર્તીને મારા વડે દુર્બુદ્ધિથી કષાયવશના કારણે પરમ વિશુદ્ધ ચારિત્ર ધર્મનો યત્કિંચિત પણ લોપ થયો હોય, કે બીજા કોઈ દોષ સેવ્યા હોય, તે સર્વે દુષ્કૃત્ય આજે સહ્ય થયી માફી ઇચ્છું છું કે મારા આ સર્વે દોષો મિથ્યા હો ૨૪

स्वयं कृतं कर्म यदात्मना पुरा,
फलं तदीयं लभते शुभाशुभम्।
परेण दत्तं यदि लभ्यते स्फुटं,
स्वयं कृतं कर्म निरर्थक तदा॥ २९

આત્મા વડે કર્મ કરાય જેવા,
ફળો શુભાશુભ મળે જ તેવા,
જ્યારે મળે છ ફળ સ્પષ્ટ જેનુ,
ત્યારે થશે નાશ જ કર્મ તેનુ ૨૯

આ આત્મા વડે પૂર્વે જે કર્મ જે ભાવથી કરાયુ છે તેનુ શુભાશુભ ફળ આત્મે તે મેળવે છે, અને કરેલા કર્મનુ ફળ તેના રસ, પ્રદેશ અને અનુભાગ પ્રમાણે બરાબર ભોગવાય ત્યારે જ તે કર્મ નિરર્થક થાય છે પારકા વડે કરાએલુ કર્મ જો આપણને ફળ આપતુ હોય તો પોતાનુ કરેલુ કર્મ નિરર્થક ક્યારે થાય? ન જ થાય ૨૯

क्षतिं मनःशुद्धि विधेरतिक्रमं,
व्यतिक्रमं शीलव्रतेर्विलंघनम्।
प्रभोऽतिचारं विषयेषु वर्त्तन,
वदन्त्यनाचारमिहातिसक्तताम्॥ ३०

અતિક્રમો જે મનની અશુદ્ધિ,
વ્યતિક્રમો એ જ અશીલ બુદ્ધિ,
ઇન્દ્રિય ભોગે અતિચાર જાણુ,
આસક્તિથી દોષ ચતુર્થ માનુ ૩૦

ચરિત્ર વહન કરતા કોઈ યોગે મનની મલિનતા પ્રાપ્ત થાય તો અતિક્રમ દોષ લાગે છે અને શીલસદાચારનુ પરિશીલન કરતા તે વ્રતનો ભગ થાય તો વ્યતિક્રમ દોષ લાગે છે, તેમજ પાચે ઇન્દ્રિયોના ઉપસેવનથી અતિચાર દોષ લાગે છે, તેમા પણ વિશેષ આસક્ત ભાવ રાખવાથી અનાચાર દોષ લાગે છે. ૩૦

निजार्जितं कर्म विहाय देहिनो,
न कोऽपि कस्यापि ददाति किंचन।
विचार यन्नेव मनन्य मानसः
परोददातीति विमुन्य शेमुषीम्॥ ३१

પોતે જ પ્રાણી સુખનો વિધાતા,
કદાપિ કોઈ નહિ દુઃખ દાતા,
વિચારતા એ જ મને સદાયે,
સ્વભાવમા લીન થતા ગણાયે ૩૧

આ સંસારના સર્વ પ્રાણીઓ પોતાના બાંધેલા સર્વ શુભ શુભ કર્મનું ફળ પોતે જ ભોગવે છે આ ફળ આપનાર પોતાના જ કર્મો છે, કોઈ બીજા તરફથી આ ફળ ભોગવવુ પડે છે એ ભાવના છોડી હે આત્મા! તું તારા સ્વભાવમા લીન થા અને શુભ અધ્યવસાય વડે કર્મોથી મુક્ત થવા પ્રયત્ન કર, કેમકે આત્મા પોતે જ કર્મનો કર્તા તેમજ ભોક્તા છે ૩૧

यै परमात्मा ऽमितगतिवद्यः,
सर्व विवक्तो भृश मन वद्यः।
शश्वदधीतो मनसि लभन्ते,
मुक्तिनिकेत विभववरं ते॥ ३२

જે વધ ગુણી 'અમિતગતિ'ના,
સમાન્યા સૌ ભવને તરેલા,
જેના મનો એ પદમા રમે છે,
તેઓ ભવાબ્ધિ ભવને તરે છે ૩૨

અમિતગતિ એટલે મર્યાદા રહિત અપાર જ્ઞાનવાળા પરમાત્માનું એક ધ્યાનથી નિરંતર સ્મરણ થાય તો તે જીવ મોક્ષપદની વિજય લક્ષ્મીને પ્રાપ્ત કરે છે, તેથી આ આધ્યાત્મિક પદ્યની રચના કરનાર શ્રી 'અમિતગતિ' આચાર્ય કહે છે કે શ્રી જિનેશ્વર દેવનુ એકાગ્ર ચિત્તથી સ્મરણ કરનાર મુમુક્ષુ જીવ પ્રભુના જેવા પ્રભુને પોતાનામા પ્રગટ કરે છે માટે હું પ્રભુને પુન પુન વંદન કરું છું ૩૨

अनुष्टुप वृत्तम्

इति द्वात्रिंशता वृत्तै: परमात्मानमीक्षते ।
योऽनन्यगतचेतस्को,यात्यसौ पदमव्ययम् ॥ ३३

અનુષ્ટુપ વૃત્ત

આ બત્રીસ સ્તુતિ પદ્યે, ભજે જે પરમાત્મને,
અનન્ય ભાવથી નિત્યે, તે પામે પદ અવ્યય ૩૩

આ સ્તવન, સ્તુતિ કે પ્રાર્થના રૂપ બત્રીશ પદ્યોથી-પદસમૂહથી જે ભવિ જીવો પરમાત્માને અનન્ય ભાવથી હમેશા વિધિપૂર્વક ભજે છે તે પરમ શાશ્વત્ મોક્ષપદને પામે છે ૩૩




અથવા

## શ્રી મહાવીર જિનેશ્વરની સ્તુતિ

ભાગ ૧ લો

## અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા

સંસ્કૃતમાં રચનાર—
કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય

ગુજરાતીમાં ગદ્યપદ્યાત્મક
અનુવાદ કરનાર—
શ્રી મગનલાલ મોતીચંદ શાહ

श्लोक १ | શ્લોક ૧

श्री महावीर जिनेश्वरनी स्तुति

उपजाति वृत्तम्

अनन्तविज्ञानमतीतदोष–
मबाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।
श्री वर्धमानं जिनमाप्तमुख्यं,
स्वयंभुवं स्तोतुमहं यतिष्ये ॥

ઉપજાતિ છંદ

અનંત જ્ઞાની દળદોષ મુક્ત,
અબાધ્ય ધર્મે સુરદેવ પૂજ્ય;
યથાર્થ વક્તા જિનવીર સ્વામી,
પ્રાર્થું જ તેને સ્વગુણાત્મરામી

જ્ઞાનના સહજાતિશયને લીધે અનંત કૈવલ્ય જ્ઞાનને ધારણ કરવાવાળા, રાગ દ્વેષ તથા મોહ તેમજ અઢારે દોષોથી મુક્ત અપાયાપગમ અતિશયવાળા, તેમજ યથાર્થ વક્તાઓમા પ્રધાન એટલે પ્રતિવાદીઓ જેને શાસ્ત્રાર્થમા બાંધી શકતા નથી એવા સ્યાદ્વાદની પ્રરૂપણા કરનાર વચનાતિશયવાળા, વળી સહજ ભક્તિભાવથી વિનયભાવે દેવ ને અસુરોના ઇંદ્રોથી પૂજાએલા પૂજાતિશયવાળા, અને પોતાની મેળે જ સ્વશક્તિથી આત્મજ્ઞાન પામેલા ચરમ તીર્થંકર શ્રી વર્ધમાન સ્વામીની–કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય કહે છે કે,–હું સ્તુતિ કરવાનો પ્રયત્ન કરીશ. (1)

श्लोक २ શ્લોક ૨

પ્રભુના યથાર્થવાદીત્વ ગુણનુ વર્ણન

उपजाति वृत्तम्

अय जनो नाथ! तव स्तवाय,
गुणान्तरेभ्य स्पृहयालुरेव।
विगाहता किन्तु यथार्थवाद–
मेकं परीक्षा विधिदुर्विदग्ध. ॥

ઉપજાતિ છંદ

હે નાથ! તારા ગુણ જે ઘણેરા,
શ્રદ્ધા થકી એ સહુએ ભરેલા
યથાર્થવાદી ગતના ગણીને,
ગ્રહૂં પરીક્ષા વિધિએ કરી

હે નાથ! અલ્પજ્ઞ જીવો ન જાણી શકે, પરંતુ યોગીઓ પોતાના યોગ બળથી જેની કાંઈક ઝાંખી કરી શક્યા છે એવા અનંત ગુણોથી આપ વિભૂષિત છો જેથી તે દરેક ગુણ શ્રદ્ધાથી સ્તવના કરવા યોગ્ય છે પરંતુ 'યથાર્થવાદ' નામનો આ એક જ ગુણ જે અન્ય મતવાદીઓને પરાસ્ત કરવામા કારણભૂત છે, તેમજ જિજ્ઞાસુના હૃદયને પ્રદીપ્ત કરનાર છે તે એક જ ગુણની પરીક્ષા બુદ્ધિએ કરી જાણે પંડિત બન્યો હોઉં એવી ભાવનાવાળો હું હેમચંદ્રાચાર્ય આ 'યથાર્થવાદ' ગુણની સ્તુતિ કરું છું કારણ કે પ્રભુના આ મહાન ગુણની સ્તુતિ જ સમ્યગ્ શ્રદ્ધા અને ભક્તિ પ્રગટ કરે છે એમ હું માનું છું

श्लोक ३

શ્લોક 3

મિથ્યા શાસ્ત્રોની વાસનાથી દૂષિત થએલા પરમતાવલમ્બીઓ ત્રણ લોકના સ્વામી શ્રી જિનેશ્વર દેવને પ્રભુ તરીકે માનતા નહીં હોવાથી તેને ઉપદેશાર્થે કહે છે કે—

उपजाति वृत्तम्

गुणेष्वसूयां दधतः परेऽमी,
मा शिश्रियन्नाम भवन्तमीशम् ।
तथापि संमील्य विलोचनानि,
विचारयन्तां नयवर्त्मसत्यम् ॥

ઉપજાતિ છંદ

હે ઈશ ! તારો મહિમા ન જાણે,
ઈર્ષાળુ જીવો કુમતિ પ્રમાણે,
આંખો કરી બંધ કદી વિચારે,
તો સત્ય એના જનને જણાવે.

હે પ્રભુ ! એકાન્ત દૃષ્ટિએ વસ્તુસ્વરૂપનો સ્વીકાર કરવાવાળા અન્ય મતાવલમ્બીઓ આપના મહાન્ ગુણોનો મહિમા નહીં સમજનારા કાંઈક ઈર્ષાબુદ્ધિથી આપને ઈષ્ટદેવ તરીકે ન માને, પરતુ એકાત આગ્રહ છોડી સરલ સ્વભાવે આપનો પ્રરૂપેલો પ્રતિપાદન કરેલો વિશુદ્ધ ન્યાયમાર્ગ કે જે ત્રણે કાળ અબાધિત છે, તેનો હિતબુદ્ધિએ અભ્યાસ કરે, એટલે કે આંખો બંધ કરીને હૃદયના ઊંડાણથી વિચારે તો એવા માણસોને આપના ગુણોનો સહજમા ખ્યાલ આવી જાય.

श्लोक ४ શ્લોક ૪

'યથાર્થ નય માર્ગને સ્પષ્ટ કરવા પરવાદીઓના પ્રમાણમાં આવતા દૂષણો બતાવતા પહેલા સામાન્ય અને વિશેષમાં થતો દોષ બતાવે છે

उपजाति वृत्तम्

स्वतोऽनुवृत्ति व्यतिवृत्तिभाजो,
भावा न भावान्तर नेयरूपा ।
परात्मतत्त्वादतथात्मतत्त्वाद्
द्वय वदन्तोऽकुशला स्खलन्ति ॥

ઉપજાતિ છંદ

સામાન્ય વિશેષ સ્વરૂપમાં જે,
દ્રવ્યો રહે આપ સ્વભાવથી તે
નથી પ્રતીતિ પર થી કદી જ્યાં,
ભૂલો પડે ભિન્ન જ માન્યતામાં

જૈનસિદ્ધાંત પ્રમાણે દરેક દ્રવ્ય સ્વભાવ થી જ સામાન્ય અને વિશેષ રૂપને પામે છે એટલે કે દ્રવ્ય પોતે જ પોતાની અનુવૃત્તિ અન્વય કે સામાન્યપણું અને વ્યતિવૃત્તિ વ્યતિરેક કે વિશેષપણું ધારણ કરે છે આ સ્વરૂપ ની પ્રતીતિ કરાવનાર વૈશેષિક મત પ્રમાણે કોઈ બીજા પદાર્થ માનવાની આવશ્યકતા નથી કારણ કે સામાન્ય ને વિશેષપણું એ દ્રવ્યનો–પદાર્થનો ગુણ છે પણ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી કે જે તેનાથી જુદો હોય પરંતુ અકુશળવાદીઓ એકાંત મતનો સ્વીકાર કરવાવાળા પદાર્થથી ભિન્ન જે સામાન્ય અને વિશેષપણું કહે છે તે ન્યાય માર્ગથી ચલિત થવા છે એમ સમજવું કેમકે સામાન્ય અને વિશેષ પદાર્થ સર્વથા ભિન્ન નથી તેમ સર્વથા અભિન્ન નથી આ જૈનશાસ્ત્રનો ન્યાય યુક્તિયુક્ત છે

શ્લોક ૨ શ્લોક ૫

હવે વૈશેષિકોને એકાંત નિત્ય અથવા એકાંત અનિત્ય પક્ષમાં આવતા દોષો બતાવે છે.

उपजाति वृत्तम्

आदीपमाव्योम समस्तभावं,
स्याद्वादमुद्रानतिमेदिवस्तु ।
तन्नित्यमेवैकमनित्यमन्य—
दिति त्वदाज्ञा द्विषतां प्रलापाः ॥

ઉપજાતિ છંદ

આકાશ દીપાદિ સમાન ભાવે,
સ્યાદ્વાદમાં એ સહુએ સમાએ;
જે સર્વથા નિત્ય અનિત્ય માને,
પ્રલાપ એ છે તુજ દ્વેષ માટે.

દીપકથી આકાશ પર્યંત સર્વ પદાર્થો સમાન ધર્મોવાળા એટલે અપેક્ષા ભેદે કરીને નિત્યાનિત્ય સ્વભાવવાળા છે, તે સર્વે સ્યાદ્વાદની મર્યાદાને ઉલ્લંઘન કરી શકતા નથી. કેમકે સ્યાદ્વાદથી જ તેનું નિત્યાનિત્યપણું એટલે કથચિત્ નિત્ય અને કથચિત્ અનિત્યપણું સાબિત થાય છે, પરંતુ વૈશેષિક મતવાળા દીપક આદિ કેટલાક પદાર્થોને સર્વથા અનિત્ય માને છે અને આકાશાદિ કેટલાક પદાર્થોને સર્વથા નિત્ય માને છે, જેથી આ માન્યતા દોષવાળી છે એવું જણાવી શાસ્ત્રકાર આવા પ્રલાપોને જિનેશ્વર દેવના દ્વેષ માટે અન્ય દર્શનીઓ તરફથી થયેલા જણાવે છે.

ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ દૃષ્ટિએ દીપકનો સર્વથા નાશ અને આકાશને સર્વથા નિત્ય માનવું એ વ્યાપ્તિ દોષવાળી છે, દ્રવ્યાર્થિક નયની અપેક્ષા એ અનિત્ય છે, એટલે કે દરેક દ્રવ્ય નિત્યાનિત્ય છે અને પર્યાય પામતાં કોઇ પણ દ્રવ્ય પોતાનો મૂળ ગુણ તજતો નથી.

શ્લોક ૭ શ્લોક ૭

ધર્મ અને ધર્મી સંબંધી વૈશેષિકોની એકાંત દોષવાળી માન્યતાને હવે સિદ્ધ કરે છે.

उपजाति वृत्तम्

न धर्म धर्मित्व मतीव भेदे,
वृत्त्यास्ति चेन्न त्रितयं चकास्ति।
इहेद मित्यस्ति मतिश्च वृत्तौ,
न गौणभेदोऽपि च लोकबाधः॥

श्लोक ८ શ્લોક ૮

સત્તા ભિન્ન પદાર્થ છે, આત્માથી જ્ઞાન ભિન્ન છે, આત્માના વિશેષ ગુણો નાશ પામવાથી મોક્ષ થાય છે, આવી અજ્ઞાનવાદીઓની માન્યતાનો જવાબ આપે છે

उपजाति वृत्तम्

सतामपि स्यात् क्वचिदेव सत्ता,
चैतन्यमौपाधिकमात्मनोऽन्यत्।
न संविदानन्दमयी च मुक्तिः
सुसूत्र मासूत्रि तमत्वदीयैः ॥

ઉપજાતિ છંદ

સત્તા જ માને સતમા જ ળીજી,
માને વળી જ્ઞાન ઉપાધિ નીતિ,
માને ન આનંદ મયી જ મુક્તિ,
આ નાથ'તારી કૃતિ બાહ્ય ઉક્તિ

હે નાથ' જે સત્ પદાર્થો છે, તેમા કોઈ કોઈમા સત્તા છે, ને કોઈ કોઇમા નથી, એટલે કે બધા સત્ પદાર્થોમા સત્તા રહેવી જોઈએ તે નથી તેમજ જ્ઞાન એ એક ઉપાધિજન્ય છે, જેથી આત્માથી ભિન્ન છે, મતલબ કે જ્ઞાન એ આત્માનો સ્વભાવ કે ગુણ નથી, વળી મોક્ષ જે પરમ-આનંદ અને સુખનું શાશ્વત્ સ્થાન કહેવાય છે તે નથી આવા પ્રકારની માન્યતાઓનું પ્રતિપાદન કરવાવાળા શાસ્ત્રો કે જે આપની આજ્ઞાથી બાહ્ય છે તે વૈશેષિક મતવાળાઓએ બનાવ્યા છે

श्लोक १० શ્લોક ૧૦

હવે નૈયાયિક ગૌતમ ઋષિને વિરક્ત કહેનાર અક્ષપાદ ઋષિનો ઉપહાસ કરતા કહે છે —

उपजाति वृत्तम्

स्वय विवाद ग्रहिले वितण्डा-
पाण्डित्यकण्डूलमुखे जनेऽस्मिन् ।
मायोपदेशात् परमर्म भिन्द-
न्नहो विरक्तो मुनिरन्यदीय ॥

ઉપજાતિ છં.

વૈતંડિકો જે વદતા વિવાદે
પાંડિત્યથી ભિન્ન પ્રલાપ વાદે
એ ઉપદેશો નાખ મર્મ છેદે,
વિરક્ત એ ઋષિ કયા પ્રભેદે?

હે નાથ એ જ અ અર્થ છે કે આપની આજ્ઞા વિરુદ્ધ જેઓ પોતાની જાતથી વિવાદ રૂપી પિશાચથી જકડાએલા અને વિતંડા રૂપ પાંડિત્યથી અસંબદ્ધ રૂપ પ્રલાપ કરવાવાળા તેમજ સોળ છળ જાતિ અને નિગ્રહસ્થાનના ઉપદેશમા બીજાઓના નિર્દોષ હેતુઓનુ ખંડન કરનારા એટલે કે ન્યાયના શુભ હેતુઓને દબાવનારા વૈશેષિક જેવી માન્યતાવાળા નૈયાયિક ગૌતમ ઋષિને શા આધારે વિરક્ત વીતરાગ કહેવા એ સમજાતુ નથી

શ્લોક ૧૨ શ્લોક ૧૨

હવે જ્ઞાનને પરોક્ષ માનનારા મીમાંસકો અને એક જ્ઞાનને બીજા જ્ઞાનમાં સ્વીકારતા ન્યાય વૈશેષિકો પરત્વે કહે છે કે —

उपजाति वृत्तम्

स्वार्थाव बोधक्षम एव बोध ।
प्रकाशते नार्थकथान्यथा तु ।
परे परेभ्यो भयतस्तथापि,
प्रपेदिरे ज्ञानमनात्मनिष्ठम् ॥

ઉપજાતિ છંદ

જ્ઞાને જણાએ સ્વ પરાર્થ ભેદ,
ન અન્યથા કોઇ પ્રકાશ વેદ,
છે અન્યવાદી ભયથી જ વ્યાપ્ત,
માને અનાત્મી ન સ્વમવિદાત્મ.

જ્ઞાન એ એક પ્રતિભાવાળી સત્તા છે, કે જેનાથી પોતે પોતાને અથવા પર પદાર્થને જાણી શકે છે, જ્ઞાન સિવાય બીજી રીતે દ્રવ્યોની પિછાન થઇ શકતી નથી આવો સર્વમાન્ય સિદ્ધાંત છતા હે નાથ! જ્ઞાનને પરોક્ષ માનનારા મીમાંસકો પૂર્વપક્ષવાદીઓના ભયથી જ્ઞાનને પ્રત્યક્ષ સ્વસંવેદ્ય માનતા નથી તેઓ જ્ઞાનને પર પ્રકાશક માનવામાં આવતો અનવસ્થા દોષ અનાત્મભાવને લઈને જોઇ શકતા નથી

શ્લોક ૧૩ શ્લોક ૧૩

હવે સમસ્ત પદાર્થોને માયારૂપ માનવાવાળા બ્રહ્માદ્વૈત વાદીઓનુ ખડન કરે છે

उपजाति वृत्तम्

माया सती चेद् द्वयतत्त्व सिद्धि-
रथा सती हन्त कुतः प्रपञ्च ।
मायैव चेदर्थ सहा च तत्कि,
माता च वन्ध्या च भवत्परेषाम् ॥

ઉપજાતિ છદ

જો સત્ય માયા દ્વય તત્ત્વ સિદ્ધિ,
અસત્યથી નાશ પ્રપચ ગિદ્ધિ,
માયા કરે અર્થ ક્રિયા કદી જો,
વધ્યા બને માત અમી અહીં તો

અદ્વૈત બ્રહ્મવાદીઓને ઉદ્દેશીને કહેવામા આવે છે કે જો તમે માયાને સત્ રૂપ માનતા હો તો બ્રહ્મ અને માયા બને પદાર્થનો સહેજે સદ્‌ભાવ થાય છે, જેથી અદ્વૈત મતની સિદ્ધિ થતી નથી કદી માયાને અસત રૂપ માનો તો આશ્ચર્ય એ થાય છે કે ત્રણ લોકવર્તી પદાર્થના સમૂહ રૂપ પ્રપચ ક્યાથી દષ્ટિગોચર થાય! કદી માયા પોતાના સ્વરૂપમા રહી અર્થ અને ક્રિયા કરતી હોય તો એક સ્રીમા માતા ને વધ્યા બને ગુણો જે એકબીજાના વિરોધી છે તે રહી શકે નહિ

श्लोक १४ શ્લોક ૧૪

હવે કથંચિત્ સામાન્ય અને વિશેષ રૂપ વાચ્ય વાચક ભાવનું સમર્થન કરતા એકાંત સામાન્ય અને વિશેષ રૂપ ભાવનું ખંડન કરે છે

उपजाति वृत्तम्

अनेकमेकात्मकमेव वाच्यं,
द्वयात्मकं वाचकमप्यवश्यम् ।
अतोऽन्यथा वाचकवाच्य क्लृप्ता—
वतावकाना प्रतिभा प्रमादः ॥

ઉપજાતિ છંદ

જ્યાં વાચ્ય ભાવો જ અનેક એક,
ત્યાં તેમ વાચક અવશ્યમેવ
જે અન્યથા વાચક વાચ્ય માને,
તે દોષથી સૌ પ્રતિભા ગુમાવે

જે વાચ્ય એટલે કહેવા યોગ્ય પદાર્થ અનેક છતાં એક પણ છે એટલે સામાન્યની અપેક્ષાએ એકસ્વરૂપ છે તેમ વિશેષની અપેક્ષાએ અનેકરૂપ છે, તે પ્રમાણે એ પદાર્થોને કહેવાવાળો શબ્દ જે વાચક તે પણ એક અને અનેક છે જેથી હે નાથ! અન્ય મતવાદીએ આ સિદ્ધાંત વિરુદ્ધ વાચ્ય વાચક ભાવની જે કલ્પના કરે છે, તે ખરેખર પોતાની પ્રતિભા ગુમાવે છે

શ્લોક ૧૫		શ્લોક ૧૫

હવે સાંખ્યોના પ્રકૃતિ પુરુષ આદિ તત્ત્વોનો વિરોધ બતાવી તેનુ ખંડન કરે છે.

उपजाति वृत्तम्

चिदर्थशून्या च जडाच बुद्धिः,
शब्दादि तन्मात्रजमम्बरादि।
न बंध मोक्षौ पुरुषस्य चेति,
कियज्जडैर्न ग्रथित विरोधि॥

ઉપજાતિ છંદ

છે ચેતનાશૂન્ય જડાત્મબુદ્ધિ,
તન્માત્ર શબ્દે સઘળી જ વૃદ્ધિ,
જીવો ન બંધાય ન થાય સિદ્ધ,
જડાત્મવાદી વદતા વિરુદ્ધ.

ચેતના સ્વય પદાર્થને જાણતી નથી, પરંતુ બુદ્ધિથી પદાર્થનું જ્ઞાન થાય છે, પણ બુદ્ધિ સ્વય જડ-અજ્ઞાન રૂપ છે, અને જગત્ પાચ તન્માત્ર એટલે મહાભૂતોનું બનેલું છે, એટલે આકાશ શબ્દથી, પૃથ્વી ગંધથી, જળ રસથી, અગ્નિ રૂપથી, અને વાયુ સ્પર્શથી ઉત્પન્ન થયો છે, તેમજ પ્રકૃતિ અને વિકૃતિથી ભિન્ન પુરુષનો બંધ અથવા મોક્ષ થતો નથી, ખરી રીતે બંધ અને મોક્ષ તેમજ પરિભ્રમણ અનેક પ્રકારના આશ્રયવાળી પ્રકૃતિથી થાય છે, આ પ્રમાણે હે નાથ! સાંખ્ય લોકની વિરુદ્ધ કલ્પનાઓ છે.

श्लोक १६ શ્લોક ૧૬

હવે પ્રમાણથી પ્રમિતિને ભિન્ન માનનારાઓ તથા જ્ઞાનાદ્વૈતનો સ્વીકાર કરનારા બૌદ્ધોનું ખંડન કરે છે.

उपजाति वृत्तम्

न तुल्यकाल. फलहेतु भावो,
हेतौ विलीने न फलस्य भावः।
न संविदद्वैतपथेऽर्थ संविद्,
विलून शीर्णं सुगतेन्द्रजालम्॥

ઉપજાતિ છંદ

ગ્રહે ન સાથે ફળ હેતુ ભાવ,
હેતુ હણાતા ફળનો અભાવ,
વિજ્ઞાન માને નહિ વસ્તુ જ્ઞાન,
એ બૌધવાદી મત ઇન્દ્રજાળ

હેતુ અથવા હેતુનું ફળ એ બને સાથે રહી શકતા નથી, એટલે કે ઉપાદાન કારણ અને તેનું કાર્ય એ બને એક સમયે હોતા નથી અથવા હેતુના નાશથી ફળની ઉત્પત્તિ થઈ શકતી નથી એટલે કે ઉપાદાન કારણનો સર્વથા નાશ થાય તો કાર્યની ઉત્પત્તિ હોતી નથી, હવે જો જગતને કેવળ જ્ઞાન સ્વરૂપ માનવામા આવે તો બાહ્ય અનેક પદાર્થનું જ્ઞાન થઇ શકતુ નથી આ પ્રકારનું બૌદ્ધનું મતવ્ય ઇન્દ્રજાળ સમાન હોઇ તુરતમાજ ખોટું ઠરે છે

શ્લોક ૧૭ શ્લોક ૧૭

ત્યાર પછી તત્ત્વોના નિરૂપણ રૂપ પ્રમાણ, પ્રમિતિ, પ્રમેય ને પ્રમાતાના વ્યવહારનો લોપ કરવાવાળા શૂન્યવાદી બૌદ્ધોના પક્ષનું ખંડન કરે છે.

उपजाति वृत्तम्

विना प्रमाणं परवन्न शून्यः,
स्वपक्ष सिद्धेः पदमश्नुवीत ।
कुप्येत्कृतान्तः स्पृशते प्रमाण-
महो सुदृष्टं त्वदसूयिदृष्टम् ॥

ઉપજાતિ છંદ

પામે પ્રમાણે સહુ પક્ષ સિદ્ધિ,
ન પામતા શૂન્યમતિ પ્રસિદ્ધિ;
પ્રમાણ માને કદી શૂન્યવાદી,
ટકે ન કોપે યમના કદાપિ.

બૌદ્ધ સિવાય બીજા વાદીઓ પ્રમાણને માને છે, જેથી તે અપેક્ષાએ તેમની સિદ્ધિ થઈ શકે છે, પરંતુ બૌદ્ધો પ્રમાણ આપ્યા વિના પોતાના પક્ષની સિદ્ધિ કરી શકતા નથી, કેમકે તેઓ પ્રમાણ પ્રમિતિ અને પ્રમેયનો વ્યવહાર સ્વીકારતા નથી, અને બુદ્ધિ પ્રમાણે ધર્મ અથવા ધર્મીની કલ્પનાથી અનુમાન અને અનુમેયનો વ્યવહાર થાય છે, આમ માને છે. બુદ્ધિની બહાર સત્ કે અસત્ એવો કોઇ પદાર્થ નથી. આ માન્યતાથી શૂન્યવાદની સિદ્ધિ નથી. હવે જો તેઓ પ્રમાણને સ્વીકારે તો શૂન્યવાદ ટકતો નથી. આથી હે ભગવન્[1] આપના મત ઉપર ઇર્ષ્યા રાખવાવાળા જે કાંઈ નવું નવું નિરૂપણ કરે છે તે મિથ્યા હોવાથી ઉપહાસને પાત્ર છે.

श्लोक १८ શ્લોક ૧૮

હવે ક્ષણિકવાદીઓના મતમાં આલોક કે પરલોકની વ્યવસ્થા બની શકતી નથી, જેથી તેના મતને અવિચારપૂર્ણ સિદ્ધ કરે છે

उपजाति वृत्तम्

कृत प्रणाश कृत कर्म भोग,-
भवप्रमोक्ष स्मृतिभङ्गदोषान् ।
उपेक्ष्य साक्षात् क्षणभङ्गमिच्छ
न्नहो महासाहसिक परस्ते ॥

ઉપજાતિ છંદ

ન ભોગ ભોગે કૃત કર્મ નાશે,
દોષ સ્મૃતિ મોક્ષ ભવો પ્રણાશે
કરે ઉપેક્ષા ક્ષણ ભંગ વાદી,
બની મહા સાહસિક પ્રવાદી

હે નાથ ! આપનો પ્રતિપક્ષી ક્ષણિકવાદી બૌદ્ધ વસ્તુનો સ્વભાવ ક્ષણભંગુર માનતો હોવાથી તેની માન્યતા મુજબ પૂર્વકૃત કર્મનું ફળ ભોગવવું પડતું નથી, એટલે વિના ભોગે તે કર્મ નાશ પામે છે તેમજ પોતે નહીં કરેલા એવા કર્મનું ફળ ભોગવવાનો સમય આવી જાય છે આ માન્યતાથી પરલોકનો અભાવ મોક્ષનો અભાવ અને સ્મરણશક્તિનો અભાવ નક્કી થાય છે પરંતુ આ દોષો અનુભવસિદ્ધ જણાતા હોવાથી તેને નહીં ગણનાર ખરેખર સાહસબુદ્ધિથી પ્રતિપક્ષી તરીકે આની ઉપેક્ષા કરે છે

श्लोक १९ શ્લોક ૧૯

હવે 'કૃત કર્મ પ્રણાશ' આદિ દોષનો સ્વીકાર નહિ કરનારા બૌદ્ધને વાસનાનું સ્વરૂપ સમજાવી, સ્યાદ્વાદના ભેદાભેદ સ્વીકારવાનું કહે છે.

उपजाति वृत्तम्

सा वासना सा क्षणसंततिश्च,
ना भेदभेदानुभयै र्घटेते।
तत स्तटादर्शिशकुन्त पोत—
न्यायात्त्वदुक्तानि परे श्रयन्तु॥

ઉપજાતિ છંદ

જ્યાં વાસના ને ક્ષણ ભિન્નવાદ,
ના ભિન્નભિન્નાનુભયે સુવાદ;
પક્ષી સમુદ્રે વળતું વહાણે,
વળે વિરોધી તુજ ન્યાયસ્થાને.

માળાના મણકા જેમ દોરાથી જોડાએલા છે, તેમ પૂર્વ જ્ઞાનની ક્ષણને અને ઉત્તર જ્ઞાનની ક્ષણને જોડનારી શક્તિને વાસના કહે છે અને એ પૂર્વ અને ઉત્તર ક્ષણોની પરંપરાને ક્ષણ સંતતિ કહે છે, એ વાસના અને ક્ષણ સંતતિને સર્વથા એક માનવી અથવા પરસ્પર ભેદ માનવો કે ભેદ અભેદ બંને ન માનવા? આ ત્રણ પક્ષની કલ્પના બૌદ્ધ મતમાં જોવામાં આવે છે, પરંતુ એ ત્રણે પક્ષમાંથી કોઈ પણ આ માન્યતા સિદ્ધ થતી નથી જેથી હે પ્રભુ 'સમુદ્રની વચમાં રહેલા જહાજમાંથી ઉડેલું પક્ષી કિનારો ન મળતા પાછું જહાજમાં આવી પહોંચે છે તેમ બૌદ્ધ કથંચિત્ ભેદાભેદનું શરણું લેવા સ્યાદ્વાદ રૂપી જહાજમાં આવીને સમાય છે.

श्लोक २०　　　　　　　　　　　　　　　　　　શ્લોક ૨૦

આ પ્રકારે ક્રિયાવાદી (આત્મવાદી)ના સિદ્ધાંતોનું ખંડન કરી અક્રિયાવાદી (અનાત્મવાદી) ચાર્વાક મતનું ખંડન કરે છે અને અનુમાન આદિ પ્રમાણ વિના પ્રત્યક્ષ પ્રમાણની અસિદ્ધિ બતાવે છે

उपजाति वृत्तम्

विनानुमानेन पराभिसंधि—
म संविदानस्य तु नास्तिकस्य ।
न साम्प्रतं वक्तुमपि क्व चेष्टा,
क्व दृष्टमात्रं च हहा प्रमाद ॥

ઉપજાતિ છંદ

ન માને માને અનુમાન ન્યાયે
નાસ્તિક પ્રત્યક્ષ અજ્ઞાનતાએ,
ન યોગ્ય વક્તવ્ય કદાપિ તેનું,
પ્રમાદ ને ખેદ વડે ભરેલું

ચાર્વાક મતવાદી નાસ્તિક લોકો અનુમાન પ્રમાણને ન માનતા માત્ર પ્રત્યક્ષ પ્રમાણ જે ઇંદ્રિયો દ્વારા થાય છે તેને જ માને છે આ માન્યતા તેમની ખોટી છે, કેમકે તે એકાંત અને અજ્ઞાનતાવાળી છે ઇંદ્રિયોથી પર એવા પરલોક ભાવો વિશ્વમા રહેલા છે, કે જે અનુમાનથી જ સિદ્ધ થઇ શકે છે સાધ્યની સિદ્ધિ માટે બે પ્રમાણ માનવામા આવે છે, પ્રત્યક્ષ અને અનુમાન તેમા કેવળ પ્રત્યક્ષ જ માનવામા આવે તો સિદ્ધતા સિદ્ધ થઈ શકે નહિ આમ ન્યાયનું ઉલ્લંઘન કરનારા નાસ્તિકવાદીઓ અનુમાન પ્રમાણનું ખંડન કરી રહ્યા છે, તે ખરેખર ખેદ અને પ્રમાદનું કારણ છે, જેથી તેઓએ શાસ્ત્રાર્થથી દૂર રહેવું જોઈએ એ જ શ્રેયસ્કર છે

શ્લોક ૨૧ શ્લોક ૨૧

આ પ્રકારે એકાંતવાદનું ખંડન કરી અનાદિ વાસનાથી મલીન બુદ્ધિવાળા જે લોક અનેકાંતને પ્રત્યક્ષ જોતા છતાં તેની અવગણના કરે છે તેનો ઉન્માદ બતાવે છે.

उपजाति वृत्तम्

प्रतिक्षणोत्पाद विनाश योगि–
स्थिरैक मध्य क्षम पीक्ष्य माणः ।
जिन त्वदाज्ञामवमन्यते यः,
स वातकी नाथ पिशाचकी वा ॥

ઉપજાતિ છંદ

જ્યાં નાશ ઉત્પાદ ક્ષણે ક્ષણે છે,
ત્યાં ધ્રૌવ્ય તો દ્રવ્ય તણું રહે છે,
માને ન આજ્ઞા તુજ નાથ ! જેઓ,
પીડાય પિશાચ્ચ ર્હજે જ તેઓ

હે નાથ ! પ્રત્યેક દ્રવ્ય દરેક ક્ષણે ઉત્તર પર્યાયોથી ઉત્પાદ ભાવને અને પૂર્વ પ્રર્યાયોથી વિનાશ ભાવને પામે છે આ પ્રમાણે દરેક ક્ષણે થતા ઉત્પાદ અને વ્યયમા તે દ્રવ્યનુ સત્‌પણું કે હોવાપણુ તો અખંડ રહે છે કેમકે તેનું અધિકરણ દ્રવ્ય નજરે જોઇ શકાય છે, જેથી ઉત્પાદ અને વ્યયરૂપ પર્યાયોને કથચિત્ અનેક માનતા દ્રવ્ય કથંચિત્ એક મનાય છે એટલે હે નાથ ! તારી આજ્ઞાને ઉલ્લંઘીને દ્રવ્યના પર્યાય વખતે દ્રવ્યનુ હોવાપણુ જેઓ સ્વીકારતા નથી, તે ખરેખર પિશાચી દળમા તણાવા કરે છે કેમકે પ્રત્યેક વસ્તુ કથચિત્ નિત્ય અને કથચિત્ અનિત્ય માનવી એજ અનેકાત માર્ગ સર્વથા સત્ય છે, તેનુ તેઓને ભાન નથી

શ્લોક ૨૨ શ્લોક ૨૨

હવે જિનેશ્વર ભગવાનના ઉપદેશનો કોઈપણ અંશ કુવાદીઓ ખંડન કરવા સમર્થ નથી, જેથી શાસ્ત્રકાર સ્યાદ્વાદનુ પ્રતિપાદન કરે છે

उपजाति वृत्तम्

अनत धर्मात्मकमेव तत्त्व—
मतोऽन्यथा सत्त्वमसूपपादम्।
इति प्रमाणा न्यपि ते कुवादि—
कुरङ्ग सन्त्रासन सिंहनादा ॥

ઉપજાતિ છંદ

અનંત ધર્માત્મક દ્રવ્ય જાણો।
ન અન્યથા સત્યજ સિદ્ધિ માનો।
જ્યાં સિંહ નાદે હરણાદિ નાસે,
પ્રમાણથી તેમ કુવાદિ નાસે

જીવ અથવા અજીવ પ્રત્યેક વસ્તુમાં ભૂત ભવિષ્ય અને વર્તમાનના અનંત ધર્મો મોજૂદ છે જેથી તે દરેક દ્રવ્ય અનંત ધર્માત્મક કહેવાય છે અને તે જ વસ્તુનું સાચું સ્વરૂપ છે પ્રત્યેક પદાર્થના અનંત ધર્મો માન્યા સિવાય તે પદાર્થની સિદ્ધિ હોતી નથી મતલબ કે તે સિવાય તે વસ્તુની સત્તાનું પૂરેપૂરું વર્ણન થઇ શકતું નથી માટે હે પ્રભુ! કુવાદિ રૂપ મૃગોને પરાસ્ત કરવા આપનો પ્રમાણયુક્ત અનેકાંતવાદ જેને સિંહનાદ કહી શકાય તે જ જગતમાં વિજયને પામે છે

શ્લોક ૨૩ શ્લોક ૨૩

હવે વસ્તુમાં રહેલા અનંત ધર્મોને સાત ભાંગાથી કહેવામાં આવે છે.

उपजाति वृत्तम्

अपर्ययं वस्तु समस्य मान-
म द्रव्यमेतच्च विविच्यमानम् ।
आदेश भेदोदित सप्तभङ्ग-
मदीदृशस्त्वं बुधरूपवेद्यम् ॥

ઉપજાતિ છંદ

સામાન્યથી વસ્તુ પર્યાય મુક્ત,
વિસ્તારથી તે જ પર્યાય યુક્ત,
આદેશ ભેદે નય સપ્તભંગી,
જિનેશ ભાખે શુભ કાર્ય સંગી

જો વસ્તુની વિસ્તારથી વિવક્ષા કરવામાં ન આવે, ને સામાન્યપણે સંક્ષેપમાં કહેવામાં આવે તો દરેક વસ્તુ પર્યાય રહિત જણાય છે, કેમકે સંસારના સર્વ પદાર્થો ૬ વિભાગમાં સમાય છે. આથી શુદ્ધ સંગ્રહનયની અપેક્ષાએ સમગ્ર પદાર્થોને કેવળ દ્રવ્ય રૂપ માનવામાં આવે છે. કેમકે દ્રવ્ય અને પર્યાય સર્વથા ભિન્ન નથી બીજી રીતે દ્રવ્યનું વર્ણન કરવામાં આવે તો વસ્તુ કેવળ પર્યાય રૂપ મનાય છે. આ પ્રમાણે દ્રવ્ય અને પર્યાયની મુખ્યતા કે ગૌણતાએ કરી સકળ અને વિકળ એ બે પ્રકારના આદેશ ભેદથી સપ્તભંગીનું સ્વરૂપ જિનેશ્વર ભગવાને અજ્ઞાન જીવોને અનંત ધર્માત્મક દ્રવ્ય સમજાવવા માટે બતાવ્યું છે

શ્લોક २४ શ્લોક ૨૪

સપ્તભંગી રૂપ અનેકાંત વાદને વિદ્વાનો સમજી શકે છે, પરંતુ એકાંત વાદીઓ સપ્તભંગીમાં અસ્તિ નાસ્તિ વિરુદ્ધ ધર્મો સમજી શકતા નથી જેથી હવે તે બતાવે છે

उपजाति वृत्तम्

उपाधि भेदोपहितं विरुद्धं,
नार्थेष्व सत्त्व सदवाच्यते च।
इत्य प्रबुध्यैव विरोधभीता,
जडास्तदेकान्तहता पतन्ति॥

ઉપજાતિ છંદ

ઉપાધિ ભેદે ત્રિવિરુદ્ધ ધર્મે,
કહ્યો ગણાતા ન વિરોધ અર્થે
અજ્ઞાન આથી ભયભીત થાતા,
એકાંત મૂર્ખો પડતા જણાતા

પ્રત્યેક ચેતન કે અચેતન પદાર્થોમાં અસ્તિત્વ નાસ્તિત્વ અથવા અવક્તવ્ય આ ત્રણ મૂળ ભંગે મા પરસ્પર વિરોધ નહીં હોવાથી સંપૂર્ણ સપ્તભંગીમાં કોઈ વિરોધ આવતો નથી જેથી પદાર્થની વિવક્ષાને કારણે પરસ્પર વિરુદ્ધ એ અસ્તિત્વ નાસ્તિત્વ અને અવક્તવ્ય એ ત્રણ ધર્મો પદાર્થમાં આરોપણ કરવામાં આવ્યા છે કેમકે આ ત્રણ મુખ્ય ભાંગામાંથી બાકીના ભંગો તેમાં અંતર્ભાવને પામે છે એટલે સાતે ભંગ સિદ્ધ થઈ શકે છે, પરંતુ આ પ્રમાણે વિવક્ષાનો વિચાર નહીં કરવાવાળા સિદ્ધાંતના અજાણ એકાંતવાદી વિરોધથી ભયભીત થઈ ન્યાય માર્ગથી ચલિત થાય છે

અનેકાંત વાદ સંપૂર્ણ દ્રવ્ય અથવા પર્યાયોમાં રહે છે, પરંતુ મુખ્ય ભેદની અપેક્ષાએ તેના ચાર ભેદ બતાવવામાં આવે છે.

उपजाति वृत्तम्

स्यान्नाशि नित्यं सदृशं विरूपं,
वाच्यं न वाच्यं सदसत्तदेव।
विपश्चितां नाथ निपीततत्त्व--
सुधोद्गतोद्गार परम्परेयम्॥

ઉપજાતિ છંદ

સામાન્ય વિશેષ અનિત્ય નિત્ય,
અવાચ્ય વાચ્ય જ અસત્ય સત્ય;
પીધુ સુધા તત્ત્વ અનેક ભાવી,
દીધુ રવ ઉદ્ગારપણે ગણાવી

હે વિદ્વાનોના શિરોમણિ' આપે અનેકાંતરૂપી અમૃત પીને પરશ્રયને માટે ઉદ્ગાર રૂપે તત્ત્વાર્થં જણાવી દીધો છે કે અનંત ધર્માત્મક વસ્તુનું પ્રતિપાદન આ પ્રમાણે થાય છે. વસ્તુ કથચિત્ નશ્વર તથા કથચિત્ નિત્ય છે, તેમજ કથચિત સામાન્ય અને કથચિત્ વિશેષ છે. વળી કથચિત્ વાચ્ય અને કથંચિત અવાચ્ય પણ કહેવાય છે તેમજ કોઇ અપેક્ષાએ સત્ ને અસત્ પણ કહેવાય છે. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય, સામાન્ય, અવાચ્ય અને સત્ તેમજ પર્યાયાર્થિક નયની અપેક્ષાએઅનિત્ય, વિશેષ, વાચ્ય અને અસત્ એ માન્યતા ન્યાય સંગત છે, કેમકે વસ્તુમાં એકાંત રૂપથી નિત્ય-અનિત્ય ધર્મો માનવામાં વિરોધ જણાય છે.

श्लोक २६ શ્લોક ૨૬

એમત નિત્યાનિત્ય માનનારાઓ એકબીજાના દોષો જોઈને પરસ્પર લડે છે, અને એકબીજાના સિદ્ધાંતનું ખંડન કરે છે, આથી જ જિન ભગવાનના શાસનની સર્વોત્કૃષ્ટતા સિદ્ધ થાય છે

उपजाति वृत्तम्

य एव दोषा किल नित्यवादे,
विनाशवादेऽपि समास्त एव ।
परस्पर ध्वंसिपु कण्टकेपु,
जयत्य धृष्य जिन शासनं ते ॥

ઉપજાતિ છંદ

જે દોષ એકાંત જ નિત્યવાદે,
તે દોષ જાણો જ વિનાશવાદે
કાંટા સમા આમ વિવાદ જ્યાં છે,
હે નાથ! તારો વિજયો જ ત્યાં છે

સર્વથા નિત્ય પક્ષ માનવામાં જે દોષનો સંભવ છે તે જ દોષ સર્વથા અનિત્ય પક્ષ માનવામાં પણ આવે છે જેમ એક કંટક બીજા કાંટાનો નાશ કરે છે તેમ એટલે કે જે પ્રકારે સર્વથા અનિત્યવાદ માનવામાં નિત્યવાદીઓ જે દોષો જુએ છે તેજ પ્રકારે સર્વથા નિત્યપક્ષમાં અનિત્યપક્ષવાળો દોષો કાઢે છે એટલે નિત્ય પક્ષવાળા અર્થક્રિયા ને એકસાથે માનતા નથી જ્યારે અનિત્ય પક્ષવાળા એમ તો अर्थ क्रिया कारित्व પદાર્થનું લક્ષણ માને છે આમ બંને વચ્ચે વિરોધ દેખાય છે એટલે હે નાથ સ્વાભાવિક રીતે જ તારો અનેકાંત મત વિજયને પામે છે

ઉપર સામાન્યરીતે નિત્યાનિત્ય એકાંત વાદમા આવતા દોષો બતાવ્યા, હવે એકાંત વાદીઓને કાઈક વિશેષ દોષો બતાવે છે.

उपजाति वृत्तम्

नैकान्तवादे सुखदुःख भोगौ,
न पुण्य पापे न च बंधमोक्षौ।
दुर्नीतिवादव्यसनासिनैवं,
परै र्विलुप्तं जगदप्यशेषम्॥

ઉપજાતિ છંદ

એકાંત વાદે નહિ બંધ મોક્ષ,
ન પુણ્ય પાપો સુખદુઃખ ભોગ,
દુર્નીતિ ભાની અસિએ હણાયા,
સૌ ભાવ પ્રાણો જગના ગણાયા

વસ્તુને એકાંત નિત્ય માનવામા આત્માને સુખ અને દુઃખનો અનુભવ થતો નથી તેમજ પુણ્ય પાપ અને બંધ મોક્ષની વ્યવસ્થા થઈ શકતી નથી, પરંતુ પુણ્ય અને પાપથી સુખ દુઃખ ભોગવતા જીવો જોઈ શકાય છે આમ વ્યવહારથી અવસ્થાભેદ અનાદિ કાળથી ચાલ્યો આવે છે હવે એને એકાંત નિત્ય માનવામાં આવે તો આ બંધ મોક્ષનો અવસ્થાભેદ રહેતો નથી કેમકે તેમના મત મુજબ પુણ્ય પાપવાળી ક્રિયા કૂટસ્થ નિત્ય આત્માને લાગતી નથી એટલે કે દાનથી થતુ પુણ્ય અને હિંસાથી થતુ પાપ એકાંત નિત્ય માનવામા આવી શકતુ નથી પરંતુ આ દુર્નય રૂપ વ્યવહાર ખોટો છે કે જેણે પોતાની માન્યતા રૂપ તરવાર વડે જગતનાં જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ભાવ પ્રાણોને હણ્યા છે

श्लोक २८ શ્લોક ૨૮

હવે દુર્નય, નય અથવા પ્રમાણનું લક્ષણ કહે છે, અને "प्रमाण नयैरधिगमः" આ સૂત્રથી જીવ અજીવ આદિ તત્ત્વોનું પ્રમાણ અને નયથી પ્રતિપાદન કરનાર સ્યાદ્વાદ વિરોધી દુર્નયોનું નિરાકરણ કરે છે.

उपजाति वृत्तम्

सदेव सत्स्यात्सदितित्रिधार्थो,
मीयेत दुर्नीति नय प्रमाणैः ।
यथार्थदर्शी तु नय प्रमाण—
पथेन दुर्नीतिपथं त्वमारयः ॥

ઉપજાતિ છંદ

દ્રવ્યો ત્રિભેદે સત આદિ જાણો,
પ્રમાણુ દુર્નીતિ નયે જ આપો;
યથાર્થવાદી નય સત્યતામાં,
વિવાદવાદી નમતો બધામાં.

જેનો નિશ્ચય કરવામા આવે છે તેને પદાર્થ કહે છે, એ પદાર્થનો દુર્નય, નય અથવા પ્રમાણથી નિશ્ચય થઇ શકે છે, એટલે કે પદાર્થ સર્વથા સત્ છે, સામાન્ય રીતે સત્ છે કે કોઈ અપેક્ષાએ સત્ છે, આ ત્રણ પ્રકારે પદાર્થનું જ્ઞાન થાય છે દુર્નય દ્વારા સર્વત્ર સત્ સમ્યક્ નય દ્વારા સત્ અને પ્રમાણ દ્વારા કથંચિત્ સત્ મનાય છે. જે દ્વારા પદાર્થના એક અંશનુ જ્ઞાન થાય તેને નય કહે છે, એવા નયના સાત પ્રકાર છે જેનાથી વસ્તુના અનેક ધર્મોનું જ્ઞાન થાય તેને પ્રમાણ કહે છે, આ પ્રમાણ સ્યાદ્વાદ રૂપ છે, જે પ્રત્યક્ષ અને પરોક્ષથી સિદ્ધ થઈ ગયે છે આ પ્રમાણે હે નાથ! તારા સ્યાદ્વાદ રૂપી નયમાર્ગથી પરાજય પામેલા દુર્નયવાદનું નિરાકરણ કરવામા આવ્યુ છે.

श्लोक २९ શ્લોક ૨૯

હવે સાત દ્વીપ અને સાત સમુદ્ર જેટલો લોક માનવાવાળા વાદીઓ જીવોની સંખ્યા પરિમિત માને છે તેનું ખંડન કરી જીવોની અનંતતા બતાવવામાં આવે છે

उपजाति वृत्तम्

मुक्तोऽपि वाभ्येतु भवम् भवोवा,  
भवस्थ शून्योऽस्तु मितात्मवादे ।  
पड्जीवकायं त्वमनन्त संख्य—  
माख्यस्तथा नाथ यथा न दोष. ॥

ઉપજાતિ છંદ

સંખ્યાત્મ વાદે ભવ મુક્ત જન્મે,  
સૌ મોક્ષ જાતા જગ શૂન્ય પામે,  
અનંત ષટ્કાય જ માનનારા,  
કદાપિ દોષો ન જ આવનારા.

જેઓ આ સંસારના જીવોને સંખ્યાએ કરીને પરિમિત માને છે, તેઓ આ માન્યતાથી બે દોષ ઉત્પન્ન કરે છે ૧ મુક્ત જીવોને સંસારમાં ફરી જન્મ લેવો પડે ૨ કાળે કરી બધા જીવો મોક્ષે જતા સંસાર જીવ વિનાનો શૂન્ય બની રહે પરંતુ આ માન્યતા ખોટી છે, સંસાર અનાદિકાળથી ચાલ્યો આવે છે અને ચાલશે એટલે હે નાથ! આપે ષટ્કાય જીવોના છ મૂળભેદ બતાવી એક એક ભેદની અપેક્ષાએ જીવોની સંખ્યા જે અક્ષય અને અનંત બતાવી છે તે જ સર્વથા સત્ય છે જેમાં દોષનું કારણ નથી જીવને પરિમિત માનતા તત્ત્વજ્ઞાનની પર્યવસિતે કોઈકાળે બધા જીવો મુક્ત થઈ જાય, અને સંસાર શૂન્ય બને સંસાર શૂન્ય થતા જીવોનું પરિભ્રમણ અટકે, આ માન્યતા સર્વથા અશક્ય છે

श्लोक ३०　　　　　　　　　　　　　　　　　　　શ્લોક ૩૦

હવે પરસ્પર વિરુદ્ધ ધર્મોનું પ્રતિપાદન કરનારા અન્ય દર્શનીઓ એકબીજાને ઇર્ષાથી જુએ છે, જેથી સંપૂર્ણ નય સ્વરૂપ ભગવાનનો સિદ્ધાંત નિષ્પક્ષ છે તે બતાવે છે

उपजाति वृत्तम्

अन्योऽन्य पक्षप्रतिपक्ष भावाद्
यथा परे मत्सरिण प्रवादा ।
नयान शेषान विशेष मिच्छन्
न पक्षपाती समयस्तथा ते ॥

ઉપજાતિ છંદ

જે રાખતા પક્ષ વિપક્ષ ભાવો,
તે દ્વેષનાને મતા મનાવો
નયાશ્રિતે જ્યાં ન વિરુદ્ધ ભાવ,
તે આગમે પક્ષ તણો અભાવ

જે પ્રકારે અન્ય દર્શનોના પ્રતિપાદનમાં પક્ષ અને પ્રતિપક્ષના ભાવમાંથી એકબીજાના પક્ષનો તિરસ્કાર કરી સ્વાર્થ ભાવથી જે દુરાગ્રહ સેવવામાં આવ્યા છે તે એકબીજા વાદીઓ પ્રત્યે હંમેશા વિવાદ અને ઈર્ષા ઉત્પન્ન કરે છે કોઈ પણ શબ્દને નિત્ય કહે છે ત્યારે તેનો પ્રતિપક્ષી શબ્દને અનિત્ય કહે છે આમ વિવાદની પરંપરા ચાલે છે ત્યારે હે નાથ આપના સંપૂર્ણ નયને સમભાવે જોવાવાળા સ્યાદ્વાદ રૂપ આગમમાં કોઈ જાતનો પક્ષપાત નથી કેમકે દૃષ્ટ અર્થની ઉત્તમતાવાળો સર્વનયગ્રાહી પ્રવાહ એ જ આપનો નિષ્પક્ષપણું છે કે જ્યાં નય પક્ષ વિના વ્યાપ્યના અભાવ પણ પાતનો સહજ અભાવ સૂચવે છે અહીં ઈર્ષા રૂપ વ્યાપક પક્ષની હેયાતી જ નથી

श्लोक ३१                                                                                શ્લોક ૩૧

હવે આ પ્રકારે કોઈ પદાર્થ ।। વિવેચનમા ભગવાન ।। યથાર્થવાદી ગુણની સ્તુતિ કરી પ્રભુના વચનાતિશય ગુણનું વર્ણન કરવામા અસમર્થતા બતાવી અથવા પોતાના વક્તવ્યનો ઉપસંહાર કરે છે

उपजाति वृत्तम्

वाग्वैभवं ते निखिलं विवेक्तु-
माशास्महे चेद् महनीयमुख्य ।
लङ्घेम जङ्घालतया समुद्रं,
वहेम चन्द्र द्युतिपान तृष्णाम् ॥

ઉપજાતિ છં૰

વાણી પ્રભુની કહ્યા શ શમાયે ?
જાને કરી શુ દરિયો તરાયે ?
પિવાય શ અમૃત ચન્દ્રમાથી ?
આશા કરુ નાથ અપૂર્ણતાથી

હે મહાન મુખ્ય પરમાત્મા આપના અનેક ગુણોમાથી વાણીના વૈભવ રૂપી એટલે વચનાતિશય રૂપ જે આપનો મહાન ગુણ તેનુ હુ શુ વર્ણન કરી શકુ ? જો તો પગે ચાલીને મહા સાગર તરવા જેવુ ગણાય તેમજ ચદ્રમા રહેલા અમૃતને પીવા જેવુ ગણાય પરતુ તે તો ખરેખર અશક્ય છે સાહસ જ છે આ સાહસ મારા જેવા અલ્પજ્ઞ કરી શકે એમ કહી શ્રી હેમચદ્રાચાર્ય પોતાની લઘુતા બતાવે છે

श्लोक ३२ શ્લોક ૩૨

હવે અન્ય મતવાદીઓના ઉપદેશથી વ્યામોહ રૂપ અંધકારમાં ડૂબેલાનો ઉદ્ધાર કરવા પ્રભુના વચનોનું સામર્થ્ય જાણી તેની સ્તવના કરે છે.

शिखरिणी वृत्तम्

इद तत्त्वा तत्त्व व्यतिकर करालेऽन्धतमसे,
जगन्माया कारैरिव हतपरै र्हा विनिहितम्।
तदुद्धर्तुं शक्तो नियतमविसंवादि वचन—
स्त्वमेवात स्त्रातस्त्वयि कृतसपर्या. कृतधियः॥

શિખરિણી છંદ

ખરે અજ્ઞાનીઓ જગતભરને ત્યાં ધમકતા
ભર્યા અંધારામાં કુમતિ રૂપ ધર્મે વળગતા,
પ્રભો' તારી વાણી પતિતજન ઉદ્ધારક ખરે'
વિસંવાદે મુક્તા વિબુધવર જેની સ્તુતિ કરે

ખરેખર ઇન્દ્રજાળીઓ સમાન પર તીર્થવાદીઓએ કુવાં કર્યાં યુક્તિઓથી પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતા આ જગતને તત્ત્વ અતત્ત્વના અજ્ઞાનથી ભયાનક મિથ્યાત્વ મોહનીય રૂપ ગાઢ અંધકારમાં નાખી દીધું છે આ કુમતિ રૂપ સમુદ્રમાં ગોથા ખાતા પર તીર્થવાદીઓનો ઉદ્ધાર કરવા માટે હે નાથ! તમે જ સમર્થ છો એટલે કે પરમ પવિત્ર વિસંવાદ રહિત અને કષ, છેદ ને તાપ એ ત્રણે પરીક્ષાથી વિશુદ્ધ થયેલી આપની વાણી જ તારી શકે છે કે જે વાણીમાં વિરોધનો અભાવ છે અને સર્વ નય પ્રમાણ યુક્ત છે, જેથી વિદ્વાન લોકો અન્ય દેવોની નહિ પણ સંપૂર્ણ આત્મવાદનો સમન્વય કરવાવાળા આપના અનેકાન્તવાદની જ સ્તુતિ કરે છે ઇતિ શુભમ્



# શ્રી સ્યાદ્વાદ મંજરી

અથવા

## શ્રી મહાવીર જિનેશ્વરની સ્તુતિ

ભાગ ૨ જો

## અયોગ વ્યવચ્છેદિકા

સંસ્કૃતમાં રચનાર

કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય

ગુજરાતીમાં ગદ્યપદ્યાત્મક અનુવાદ કરનાર

શ્રી મગનલાલ મોતીચંદ શાહ

श्लोक ३ શ્લોક ૩

હવે સ્તુતિકાર પોતે સમર્થ વિદ્વાન છે છતા પોતાની લઘુતા બતાવે છે

उपजाति वृत्तम्

क्व सिद्धसेन स्तुतयो महार्था,
अशिक्षितालापकला क्व चैषा।
तथापि यूथाधिपतेः पथस्थ,
स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः॥

ઉપજાતિ છંદ

ક્યાં સિદ્ધસેન સ્તુતિ અર્થપૂર્ણ?
ક્યાં વાણીની મુજ ટના અપૂર્ણ!
તથાપિ એ માર્ગ ગ્રહી શકાય
વિમુખ શિષ્યે ન જ શોક થાય

કળિકાળસર્વજ્ઞ ગણાતા ૐ અભિધાન ચિંતામણિ જેવો કોષ બનાવનાર સિદ્ધહેમ જેવુ વ્યાકરણ રચનાર યોગશાસ્ત્ર અને બીજા ઘણા પુસ્તકોના કર્તા વિદ્વાનો જેને સાડા ત્રણ ક્રોડ શ્લોકના બનાવનાર કહે છે એવા પ્રખર જ્ઞાની છતા શ્રી હેમચંદ્રાચાર્ય પોતની લઘુતા બતાવી ગુરુભક્તિને શોભાવવા કહે છે કે – પરમ અર્થપૂર્ણ એવી સિદ્ધસેન દિવાકરજી ગદ્ય રાજની સ્તુતિઓ ક્યાં? અને ગાઢ અપૂર્ણ જ્ઞાનવાળું આદિ ન ક્યાં? તેમના ન્યાયાવતાર સન્મતિતર્ક તત્વાર્થ ભાષ્ય અને બત્રીસ બત્રીશીઓ ક્યાં? અને મારી બત્રીશી શા હિસાબમાં? તો પણ મારા ગુરુએ જે માર્ગે ગયા છે તે માર્ગે ચાલવામાં એટલે કે હાથીના ટોળા પાછળ જેમ તેનાં બચ્ચા દોડે છે તેમ હું મારા ગુરુઓને અનુસાર કરવા માટે આતુર છું તેમાં કદાચ ગાફેલ થાઉં તો પણ તેનો મને શોક નહિ થાય

શ્લોક ૯ શ્લોક ૫

હવે પ્રભુનુ યથાર્થ વાદીપણું જણાવે છે

उपजाति वृत्तम्

यथास्थितं वस्तु दिशन्न धीश,
न तादृशं कौशलमाश्रितोऽसि ।
तुरंगशृंगाण्युपपादयद्भ्यो,
नमः परेभ्यो नव पण्डितेभ्यः ॥

ઉપજાતિ છંદ

હે ઈશ! ભાખ્યું જ યથાર્થ એવું,
ન અન્ય કૌશલ્ય પમાર્થી જેવું
રે! શૃંગ અશ્વો પર માનતા એ
નમોસ્તુ એવા નવ પંડિતોને

હે પ્રભુ આપે એકાંત નિત્ય અને એકાંત અનિત્ય ભાવ છોડીને નિત્યાનિત્ય ભાવ સમજાવ્યા તેમજ વસ્તુને અનંત ધર્માત્મક જણી તેમા રહેલા ધર્મો એક એકની અપેક્ષાએ સમજાવ્યા તેમજ દરેક દ્રવ્ય મૂળ સ્વભાવથી નિત્ય છે અને પર્યાયે અનિત્ય છે એ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયથી સમજાવ્યુ આ યથાર્થ વાદનું વર્ણન કરતા પરવાદીઓ જેવા કોઈ કુશળ હવાની ધરાવતા નહી હોય? એઓ ઘોડાના શિર ઉપર શીંગડા ઉગ્યાનો અનુભવ હોય એવું કહેનારા છે આવી પંડિતાઈ રાખનારા એ નવા પંડિતોને નમસ્કાર કરવા, બીજું શું કહેવું!

શ્લોક ૬ શ્લોક ૬

હવે પ્રભુમાં રહેલો વ્યર્થ દયાળુપણાનો અભાવ સમજાવે છે

उपजाति वृत्तम्

जगत्यनु ध्यान बलेन शश्वत्,
कृतार्थ यत्सु प्रसभ भवत्सु ।
किमाश्रितोऽन्यै शरणंत्वदन्य
स्वमासदानेन वृथा कृपालु ॥

ઉપજાતિ છંદ

સદા કૃતાર્થી જગ જ્યાં બન્યું છે,
જે આપના ધ્યાન બળે ભર્યું છે,
શું યોગ્ય? અન્યાશ્રીત ત્યાં દયાળુ,
સ્વમાસદાને ગનતા કૃપાળુ

પરમતવાદીઓ (બૌદ્ધમતવાદીઓ) ઉપર કટાક્ષદૃષ્ટિએ કહેવામાં આવે છે કે હે નાથ! જગત ઉપરના અનેક ઉપકારથી કૃતાર્થ થયેલા એવા આપને મૂકીને આ પરમતવાદીઓ બીજાને કૃપાળુ શા આધારે કહેતા હશે? શું તે કૃપાને પાત્ર છે? શું તેમનામાં જગતનું શ્રેય કરવાની શક્તિ છે? જો ન હોય તો પછી તેમને વ્યર્થ કૃપાળુ કહેવામાં કોનું શરણ લેતા હશે? આ કૃપાળુ દેવો તો પોતાના માંસના દાન વડે કૃપાળુ બન્યા હોય એમ લાગે છે કેમકે જગતનું ભલું કરવા માટે તેમનામાં જે ગુણ જોઇએ તે નથી તેઓની આ દયા તો હિંસકજંતુને પોતાના માંસનું દાન આપી પોષણ કરવા જેવી લાગે છે

હવે અસત્વાદીઓનુ લક્ષણ બતાવે છે

उपजाति वृत्तम्

स्वयं कुमार्गं लपता नु नाम,
प्रलम्भमन्यानपि लम्भयन्ति ।
सुमार्गगं तद्विदमादिशन्त—
मसूयया‌न्धा अवमन्यते च ॥

ઉપજાતિ છંદ

દેતા કુમાર્ગે ઉપદેશ જેઓ,
વાળે કુમાર્ગે જનને જ તેઓ,
સુમાર્ગગામી વળી તેજ જ્ઞાતા,
ઈર્ષાન્ધથી એ અપમાની થાતા.

હે નાથ! આ જ એટલો વિષય છે કે, ઈર્ષાથી અંધ થયેલા અસત્વાદીઓ કે જેઓ 'કાર્ય ક્રિયા ઘટ રૂપ' આ મતનુ લક્ષણ નહીં માનનારા તેમજ 'ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય યુક્ત સત્' આ સિદ્ધાંતને નહીં સ્વીકારનારા એટલે કે કોઈ સત્ પદાર્થને કેવળ ધ્રુવ માનનારા કોઈ નિરન્વય ક્ષણિક માનનારા, કોઈ સત્ તત્ત્વોને કંઈક નિત્ય અને ઘટ પટ, વસ્ત્ર આદિને અનિત્ય માનનારા આમ જુદી જુદી જાતના ઈર્ષાના અસત્વાદીઓ કુમાર્ગનો ઉપદેશ આપે છે અને બીજાઓને કુમાર્ગે દોરે છે તેમજ સુમાર્ગના જ્ઞાતા તથા તેના સાચા ઉપદેશકોનું અપમાન કરે છે આ અસત્વાદીઓનું કાર્ય ખરેખર દુઃખદ છે

श्लोक ८ શ્લોક ૮

હવે જિન ભગવાનના શાસનનુ અજેયપણુ બતાવે છે.

उपजाति वृत्तम्

प्रादेशिकेभ्य परशासनेभ्यः,
पराजयो यत्तव शासनस्य।
खद्योतपोत द्युतिडम्बरेभ्यो,
विडम्बनेयं हरिमण्डलस्य॥

ઉપજાતિ છંદ

પરાર્થવાદી નય એક ગ્રાહી,
તેથી શુ હારે? જિન ન્યાયવાદી.
તારા પ્રકાશે ગગને ભલે જ્યા,
શુ સૂર્યમાળા ભયમા કદી ત્યા?

હે પ્રભુ! વસ્તુના અંશમાત્રને કે એક ધર્મ–નયને ગ્રહણ કરવાવાળા અન્ય દર્શનીઓ આપના મતનો પરાજય કરવાની ઇચ્છા રાખે છે તે તો માત્ર એક તારાના પ્રકાશથી સૂર્યમંડળનો પરાજય કરવાની ધૃષ્ટતા સેવે છે. વસ્તુના એક અંશને ગ્રહણ કરવાવાળા વાદીઓ આપના સામર્થ્ય આગળ એક તારોડિયાના પ્રકાશ જેવા છે. આ એક અંશી માન્યતાવાળા વાદીઓ દ્રવ્યમાં રહેલુ સત્ પણ એ એક અખંડ સત્તા છે, એવુ માનતા નથી. દ્રવ્યમાં રહેલી સત્તા એ એનુ સમુચ્ચય લક્ષણ છે, ને તે સર્વાંશે હાજર હોય છે, એમાં એક દેશે પણ લક્ષણની ગેરહાજરી ન હોય, એટલે ઉત્પાદ, વ્યય, ધ્રુવતા પ્રત્યેક સત્ પદાર્થમાં સર્વ કાળે અને પ્રત્યેક સમયે હાજર હોવાથી તે હોવાપણું કે સત્તા એક જ છે, એના વિભાગ ન હોવાથી તે અખંડ છે તેમજ અબાધિત છે, આવા સૂર્ય સમ પ્રકાશતા જ્ઞાન આગળ આ અજ્ઞાનવાદીઓ એક ક્ષણ પણ ટકી શકે ખરા કે?

श्लोक १० શ્લોક ૧૦

હવે અન્ય આગમોની અપ્રમાણિકતા બતાવે છે.

उपजाति वृत्तम्

हिंसा ह्यसत्कर्मपथोपदेशा—
दसर्व विन्मूलतया प्रवृत्तेः ।
नृशंसदुर्बुद्धिपरिग्रहाच्च,
ब्रूमस्त्वदन्यागममप्रमाणम् ॥

ઉપજાતિ છંદ

હે ! નાથ હિંસા કરણોપદેશ,
જે પાપભાવે કરતા અશેષ,
પ્રવૃત્તિ એવા જનની અસત્ય,
ખરે જ તે આગમ છે અસત્ય

હે પ્રભુ ! આપના આગમથી વિરુદ્ધ એટલે "प्रमत्तयोगात् प्राण व्यपरोपण हिंसा" પ્રમત્તયોગ–પ્રમાદ કે કષાય યોગે કરી દ્રવ્ય કે ભાવ રૂપ પ્રાણોનું હરણ તે હિંસા આ ન્યાયને નહીં અનુસરનારા પરવાદીઓના આગમોમાં હિંસા આદિ અસત્ કર્મોનો ઉપદેશ આપવામાં આવ્યો છે તે આગમો અસર્વજ્ઞો તરફથી કહેવાયેલા છે જેને નિર્દય અને દુર્બુદ્ધિવાળા માણસોએ સ્વીકારેલા છે તે આગમોને અમે પ્રમાણ રૂપ માનતા નથી, કેમકે જે શાસ્ત્રો યજ્ઞાદિમાં પશુઓને હોમી પુણ્ય મનાવે છે, તે શાસ્ત્રો કહેવાય જ નહિ આ માન્યતા વિવેક શૂન્ય છે, પ્રાણીઓના વધથી પુણ્ય માનવુ એ મૂઢપણાની પરાકાષ્ઠા છે પ્રાણીનો વધ કરનાર માણસ પ્રાણીને થતુ દુ ખ નજરે જુએ છે તેવુ જ દુ ખ પોતાના વધથી થાય તે પણ જાણે છે, છતા ખોટા શાસ્ત્રોને આધારે પ્રાણીને સ્વર્ગમા મોકલવાની વાતો કરવી એ પાપીઓના ઉપદેશને શરમાવે છે, જેથી અમે તેને પ્રમાણ માનતા નથી

શ્લોક ૧૨ શ્લોક ૧૨

હવે પ્રભુના યથાર્થવાદ ગુણની મહત્તા બતાવે છે.

वशस्थ वृत्तम्

क्षिप्येत वान्यैः सदृशी क्रियेत वा,
तवाङ्घ्रिपीठे लुठनं सुरेशितुः ।
इद यथावस्थित वस्तुदेशनं,
परैः कथं कारमया करिष्यते ॥

વશસ્થ છંદ

ભલે ન માને પરવાદી આપના,
નમે સુરેન્દ્રો તુજ પીઠ પાદમા
ગણે પરાર્થી જ સ્તત્વ માપને,
શકે ન લોપી પ્રભુના સુબોધને

હે પરમાત્મા ! જેને આપના અતિશયનુ જ્ઞાન નથી, જેઓ આપના કેવલ્ય જ્ઞાનની શક્તિ માપી શકતા નથી તેમજ આપના પ્રમાણ અને ન્યાયને યથાર્થ જાણી શકતા નથી, એવા પરમતવાદીઓ કદાચ આપના ચરણકમળમા ઇંદ્રાદિ-દેવો નમન, ભક્તિ અને ઉપાસના કરતા હોય એવુ ન માને, અથવા પોતાના ઇષ્ટ દેવને ઇંદ્ર નમતા હોય તેવી કલ્પના કરી આપની બરાબર જાણે, પરન્તુ તે લોક આપના યથાર્થ પ્રતિપાદન ગુણને કોઈ પણ વખતે લોપી શકે નહિ કારણ કે "यथावस्थित वस्तुतत्त्व प्रत्यापनारुय त्वदीय गुण–यथार्थवाद" અર્થાત્ યથાર્થવાદના એક ગુણના વર્ણનમા અન્ય મતોના દેવત ઓથી ભગવાનની વિશિષ્ટતા સિદ્ધ થાય છે આ ગુણમા વચનાતિશયનો પ્રભાવ છે, તે પ્રભાવ બીજા દેવોમા નથી

श्लोक १३ શ્લોક ૧૩

હવે ભગવાનના શાસનની ઉપેક્ષાનુ કારણ બતાવે છે

उपजाति वृत्तम्

तद्दु षमाकाल खलायितं वा,
पचेलिमं कर्म भवानुकूलम् ।
उपेक्षते यत्तव शासनार्थ—
मयं जनो विप्रति पद्यते वा ॥

ઉપજાતિ છંદ

મત શાસ્ત્રની જે કરતા ઉપેક્ષા,
વિવાદભાવે કરતા પરીક્ષા,
આ કાળમાહાત્મ્ય જ જાણવું ત્યાં,
માનો જ કર્મોદય વર્તતો ત્યાં.

હે નાથ! જે લોક આપના શાસનની ઉપેક્ષા કરે છે અથવા તેમાં વિવાદ કરે છે, એટલે કે આત્મા શરીરથી ભિન્ન છે એવું માનતા નથી, અને એવું બતાવે શબ્દ કરે છે કે, આત્મા શરીરથી ભિન્ન હોય તો તે શરીરમાં પેસતો કે નીકળતો જણાતો નથી વળી તેઓ કહે છે કે જ્ઞાનને તમે નિત્ય માનો છો પણ સ્વા-વસ્થામાં કે બાળપણમાં જ્ઞાન રહેતું નથી, તેથી જ્ઞાનને નિત્ય કહી શકાય નહિ આ વા વિચાર પ્રકારે આગમ પરી વિરુદ્ધ પ્રતિપાદન કરી વિવાદ કરવા તૈયાર થાય છે તે ખરેખર આ લોક પંચમ કાળના પ્રભાવે જ એમ કરતા હશે કે અશુભ કર્મના ઉદયથી જ કરતા હશે, એ નક્કી વાત છે.

હવે કેવળ તપથી જ મોક્ષ મળી શકતો નથી તે બતાવે છે.

उपजाति वृत्तम्

परः सहस्राः शरदस्तपांसि,
युगान्तरं योगमुपासतां वा।
तथापि ते मार्गमनापतन्तो,
न मोक्ष्यमाणा अपियान्ति मोक्षम्॥

ઉપજાતિ છંદ

સહસ્ર વર્ષો તપ જે તપે છે,
યુગો સુધી યોગ વધ્યા કરે છે,
સદ્ધર્મ આલંબન રે ! નથી જ્યાં,
વિશુદ્ધ મુક્તિ ન મળે કદી ત્યાં

હે પ્રભુ ! ભલે અન્યવાદી લોકો બાહ્ય અને આભ્યન્તર તપના ભેદ જાણ્યા સિવાય સમ્યક્ શ્રદ્ધા વિના એકાંત શરીરના દમન અર્થે તેમજ બીજા ઐહિક સુખ-સામગ્રીની પ્રાપ્તિ માટે હજારો વર્ષ સુધી તપનું કષ્ટ વેઠે અને યુગો સુધી એટલે જૈનદર્શન મુજબ ૧૦ કોડા કોડી સાગરો ગમ કે તેથી અધિક કાળ સુધી, તેમજ અન્યદર્શન મુજબ ૪ યુગો જેટલો કાળ ગણીએ તો ૪૩ લાખ ૨૦ હજાર વર્ષ થાય, આટલો લાંબો કાળ યોગની ઉપાસના કરીએ તો પણ આપના માર્ગના સમ્યગ્ આલંબન વિના એટલે કે 'आलम्बनं च मे आया अवसेसं च वोसिरे' આલંબન એ જ મારા આત્માના ગુણો છે બીજું ત્યાજ્ય છે, એ ભાવ પ્રગટ્યા વિના કાયાકષ્ટરૂપ તપથી કે યોગથી જીવ મોક્ષની પ્રાપ્તિ કરી શકતો નથી

स्लोक १६                                        શ્લોક ૧૬

હવે ભગવાનના શાસનની નિરુપદ્રવતા બતાવે છે.

उपजाति वृत्तम्

यदार्जवादुक्तमयुक्तमन्यै–
स्तदन्यथा कारमकारि शिष्यैः।
न विप्लवोऽयं तव शासनेऽभू–
दहो अधृष्या तव शासनश्रीः॥

ઉપજાતિ છંદ

અયુક્ત જે અન્યમતે કહ્યું જ્યાં,
શિષ્યો પ્રરૂપે ઊલટું વળી ત્યાં;
આ વિપ્લવો જૈનમતે ન થાતા,
તેથી જ તારા વિજયો ગણાતા.

હે પરમાત્મા! આશ્ચર્ય એ છે કે અન્ય મતવાદીઓના ગુરુએ એ શાસ્ત્રાર્થમાં કાંઈક સરલ ભાવથી અયુક્ત હેતુ અને હેત્વાભાસનુ પ્રતિપાદન કર્યું, અને જ્ઞાન તેમજ પદાર્થ અભિન્ન માન્યા, તેમજ પદાર્થને જ્ઞાનનું કારણ માન્યુ, એટલે જ્યા જ્યા પદાર્થ છે ત્યા ત્યા જ્ઞાન છે તેમજ જ્યા જ્યા પદાર્થ નથી ત્યાં ત્યા જ્ઞાન નથી. આમ અન્વય અને વ્યતિરેક વ્યાપ્તિ ઠરાવી, પરતુ મૃગજળમાં પદાર્થ વિના પાણીનું જ્ઞાન થાય છે, એટલે એ વ્યાપ્તિ એમની ખોટી ઠરે છે. આવા ખોટા હેતુઓને આગળ કરી તેમના શિષ્યોએ વિરુદ્ધ પ્રતિપાદન કરી અર્થનો અનર્થ વધારી દીધો પરતુ હે પ્રભુ! આપના શાસનમા આ પ્રકારનો વિપ્લવ થઇ શકયો નથી. કેમકે આપનો પ્રમાણભૂત હેતુ કે જે સર્વ દૃષ્ટિએ સુસંગત થાય છે, તે જ આપના ધર્મનો વિજય છે, કે જે વિજયની પરંપરા આજે પણ અબાધિત ચાલી રહી છે.

श्लोक १७ શ્લોક ૧૭

હવે પરવાદીઓના દેવોની માન્યતામા આવતો પરસ્પર વિરોધ બતાવે છે

उपजाति वृत्तम्

देहाद्ययोगेन सदाशिव त्वं,
शरीर योगादुपदेश कर्म।
परस्परस्पर्धि कथं घटेत,
परोप कलृप्तेष्वधि दैवतेपु ॥

ઉપજાતિ છંદ

છે દેહ વિના પરમાત્મ રૂપે,
શરીરધારી ઉપદેશ દે તે
ગુણો વિરોધી ઘટતા હશે કે?
કુવાદિ દેવો ધરતા હશે કે?

હે પ્રભુ ! પરવાદીઓ ઈશ્વરસ્વરૂપને સાકાર અને નિરાકાર એમ બે સ્વરૂપે માને છે એક રીતે ઈશ્વરનુ સ્વરૂપ દેહરહિત સત્ ચિત્ત ને આનંદરૂપ છે. એમ માને છે મતલબ કે 'गुणविशिष्टमात्मान्तरमीश्वर' એટલે કે ગુણ વિશેષથી યુક્ત એક પ્રકારનો આત્મા જ ઈશ્વર છે બીજી રીતે એમ માનવામા આવે છે કે, ઈશ્વર દેહને પ્રાપ્ત કરી એટલે જન્મ ધારણ કરી મનુષ્યને ઉપદેશ આપે છે આ પ્રકારે પરસ્પર વિરોધી માન્યતા એકસાથે કેમ રહી શકે ? એક જ વસ્તુમા બે વિરુદ્ધ ગુણો એક સાથે ધરાવવામા આવે તો અનવસ્થા દોષ લાગુ પડે તેમજ નિરાકાર આત્મવિશેષરૂપ ઈશ્વરમા વિકાર કેવી રીતે આવી શકે ? કે જન્મ ધારણ કરવો પડે આમ કુમતવાદીઓના ઈશ્વરપણાની માન્યતા દોષવાળી છે

શ્લોક ૧૮ શ્લોક ૧૮

હવે મોહનો અભાવ થવાથી પ્રભુ અવતાર ધારણ કરતા નથી તે બતાવે છે.

उपजाति वृत्तम्

प्रागेव देवांतर संश्रितानि,
रागादि रूपाण्यवमांतराणि ।
न मोहजन्यां करुणामपीश,
समाधिमास्थाय युगाश्रितोऽसि ?

ઉપજાતિ છંદ

રાગાદિ રૂપે અવતાર ગાવા,
ક્ષે આશ્રયો દેવપણે મનાવા,
સમાધિ શરા વશ મોહથી શું?
યુગાન્તરે જન્મ ધરે કદી શું?

હે પ્રભુ! આ પરવાદીઓની માન્યતાવાળા દેવોએ પ્રારંભમાં જ રાગદ્વેષ આદિ વૃત્તિઓનો આશ્રય લીધો છે, અને જગત દેવ તરીકે પૂજે એવા પ્રયત્નો કરી મોહનીય કર્મ બાંધ્યું છે વળી 'सम्भवामि युगे युगे वा युगान्तरे' એમ કહી ભોળા ભક્તોમાં ભક્તિનું આરોપણ કર્યું છે, પરંતુ આપે તો મોહનો ક્ષય કરી, રાગદ્વેષ રૂપ વિભાવોને તજી સ્વભાવ દશાસમાધિ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, એટલે યુગેયુગે કે યુગાન્તરે આપને હવે જન્મ લેવાનો હોય ખરો કે? ન જ હોય જન્મ લેવાનો તો વિભાવ પરિણામી જીવોને જ હોય, સ્વભાવ પરિણામી મુક્તાત્માઓ મુક્ત ભાવ પામ્યા પછી જન્મ પામે, એ માન્યતાથી મુક્ત ભાવનું શાશ્વતપણું રહેતું નથી તેમજ જે ઐશ્વર્યથી ઈશ્વરપણું પ્રાપ્ત થાય, તે ઐશ્વર્યની કિંમત પણ રહેતી નથી વળી જીવે પ્રાપ્ત કરેલું મુક્તિરૂપી ધન પણ ચોરાઈ જાય છે, જે સદાય અસંભવિત જ છે

श्लोक १९ — શ્લોક ૧૯

હવે પ્રભુએ સંસાર ક્ષય માટે આપેલા ઉપદેશનું સ્વરૂપ સમજાવે છે

वंशस्थ वृत्तम्

जगन्ति भिन्दन्तु सृजन्तु वा पुन-
र्यथा तथा वा पतयः प्रवादिनाम्।
त्वदेकनिष्ठे भगवन् भवक्षय-
क्षमोपदेशे तु परं तपस्विनः ॥

વંશસ્થ છંદ

સૃજે પ્રભુ નાશ કરે ફરી ફરી,
કુવાદિ માને જગને બને અહીં,
ન તુલ્ય તારી ભવનાશ કારણે,
પરોપદેશી પરદેવ ના બને

હે પ્રભુ અન્યમતવાદીઓ એવું માને છે કે, ઈશ્વર આ જગતને બનાવે છે અને તેનો પ્રલય પણ કરે છે આમ ફરીફરીને આ સર્વ થયા કરે છે એમ તેમ જ માનતા છે તેને માટે એવા પ્રમાણો રજૂ કરે છે કે "एकोऽहं बहुस्याम प्रजायेमि" હું બહુ રૂપ ધારણ કરીને જગતને ઉત્પન્ન કરું એટલે કે તેની સ્થિતિ અને પ્રલયનું કારણ પણ હું જ છું એમ તેમના ઈશ્વર કહે છે વળી "देवासोऽयं देह" આ જગત દેવથી નિર્માણ થયેલું છે આમ કહી ઈશ્વરને સૃષ્ટિના કર્તા અને સંહર્તા માને છે આ માન્યતાથી થતા દોષોનો તેઓ વિચાર કરતા નથી તેમાની આ જ ભ્રમણાત્મક માન્યતા ભલે તેની હોય પરંતુ હે નાથ! કર્મોનો ક્ષય કરી ભવસાગર તરવાનો જે આપે આપેલો ઉપદેશ એટલો નિર્મળ છે કે તેની જોડમાં બીજો કોઈ દેવ કે ધર્મ આવી શકે નહિ

શ્લોક ૨૦ શ્લોક ૨૦

હવે જિન-મુદ્રાની સર્વોત્કૃષ્ટતા બતાવે છે.

उपजाति वृत्तम्

वपुश्च पर्यंकशयं श्लथं च,
दृशौ च नासा नियते स्थिरे च ।
न शिक्षितेयं परतीर्थनाथै-
र्जिनेन्द्र मुद्रापि तवान्यदास्ताम् ॥

ઉપજાતિ છંદ

પદ્માસને દેહ શિથિલ લાગે,
દૃષ્ટિ પ્રભુની સ્થિર નાસિકાગ્રે,
ભલે ન લેતા ગુણ અન્યવાદી,
જિનેન્દ્ર-મુદ્રા ન અરે ! ધરાતી.

હે જિનેન્દ્ર ! પરતીર્થિકો સંસારસમુદ્રને તારવાવાળા આપના અનેક ગુણોમાંથી કોઈ એક ગુણને ગ્રહણ કરી શક્યા નથી તેનો શોક થતો નથી, પરંતુ પદ્માસને કાયોત્સર્ગમાં રહેલી આપની ધ્યાનારૂઢ મુદ્રા એટલે કે સંસારની સ્થિતિને ભેદવાવાળાં શ્રુત વાક્યો જે મુખમાંથી નીકળે છે તે મુખમુદ્રા, અને રાગાદિ દોષો નષ્ટ થવાથી પ્રગટેલી સ્વયં ચેતના પર્યાપ્તિવાળું આપનું અનુપમ રૂપ કે જેમાં ત્રણે જગતનાં દુઃખ હરનારી સર્વ દૈવી આત્મિક સમૃદ્ધિઓ સર્વાશે વિકાસને પામેલી છે, જે અત્યંત નિર્મળ ભાવે શોભી રહી છે, વળી નાસિકાના અગ્ર ભાગમાં જ રહેલી દૃષ્ટિવાળી આ મુખમુદ્રા કે જેને જ્ઞાનીઓ શ્રુત વાક્ય મુદ્રા એટલે વચનાતિશયના પરમ શ્રેષ્ઠ ગુણથી ભરેલી કહે છે, તે મુદ્રાને આ પરતીર્થિકો જાણી શક્યા નથી એટલે કે તેનું માહાત્મ્ય આ લોકોને સમજાયું નથી એ જ આજે શોકનું કારણ છે. પ્રભો ! પુણ્યવાન આત્માઓ જ આપના નૈસર્ગિક સ્વરૂપને જાણી શકે છે, કે જ્યાં ગુણાધિકનું ગુણ પક્ષપાતી ગુણનો જ પક્ષપાત છે, નિર્ગુણીને તેથી શું ?

શ્લોક ૨૧ શ્લોક ૨૧

હવે પ્રભુના શાસનની મહત્તા બતાવે છે.

उपजाति वृत्तम्

यदीय सम्यक्त्व बलात् प्रतीमो,
भवादृशानां परम स्वभावम् ।
कुवासना पाश विनाशनाय,
नमोऽस्तु तस्मै तव शासनाय ॥

ઉપજાતિ છંદ

જ્યાં જીવ સમ્યક્ત્વને વધારે,
સ્વભાવ ભાવે સ્થિરતા કરાવે,
કુવાસના બંધન છેદકારી,
જિનેન્દ્રનું શાસન વધુ ભારી

હે પ્રભુ! જે શાસનની આરાધનાએ જીવો સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરી આપના જેવા અનંત જ્ઞાનના અધિષ્ઠાતા તીર્થંકરોના શુદ્ધ સ્વરૂપના દર્શન કરી શકે છે, અને કુવાસના રૂપ બંધનનો નાશ કરી આત્મિક શાન્તિ મેળવે છે એવું આપનું શાસન તેને કોટીશ વંદન હો કારણ કે આ શાસનમાં વાસના ક્ષયની સાચી વિધિ બતાવવામાં આવી છે આત્માને વિભાવ દશામાં રાખનાર તે વાસના જેમ 'ધૂમેના ચિન્હે વહ્નિ' ધૂમાડા વડે અગ્નિ દેખાય છે, તેમ વાસનાથી પ્રાપ્ત થતા દુર્ગુણો ક્રોધ, માન માયા અને લોભે આત્માના ગુણોને દાબી દીધા છે તે ગુણે ને પ્રગટ કરવા માટે આ શાસનમાં અણુવ્રતો અને મહાવ્રતોની આરાધના બતાવવામાં આવી છે, તેમજ બંધ અને મોક્ષના સ્વરૂપનો યથાતથ્ય ખ્યાલ આપવામાં આવ્યો છે. તેની સાથે સમ્યક્ત્વની શુદ્ધિ અને જીવની ઉપશમ અને ક્ષપક શ્રેણિ બતાવી છે વળી આ મહામાર્ગને અનુસરવા માટે પ્રમાણ્યા વિધાન, અનુયોગ, અનુજ્ઞા, અભ્યુત્થાનવિધાના ભાવો સમજાવવામાં આવ્યા છે તેમજ ક્લિષ્ટ કર્મના ક્ષય માટે સ્થવિર કલ્પી અને જિનકલ્પીના આચારો બતાવી પ્રભુના શાસને ભારે ઉપકાર કર્યો છે, એથી આ શાસન ખરેખર વંદન કરવા યોગ્ય છે

प्लोक २२ શ્લોક ૨૨

હવે પ્રકાર ભેદે કરીને પ્રભુના યથાર્થવાદ ગુણની પ્રશંસા કરે છે.

उपजाति वृत्तम्

अपक्षपातेन परीक्षमाणा,
द्वय द्वयस्या प्रतिमं प्रतीमः ।
यथास्थितार्थे प्रथनं तवै त-
दस्थान निर्बंधरसं परेषां ॥

ઉપજાતિ છંદ

નિષ્પક્ષપાતે કરતા પરીક્ષા,
એ શક્તિની ખાસ થતી સમીક્ષા,
યથાર્થતાની પ્રતિપાદનો જ્યાં,
વળી વિનાદી રસબંધનો ત્યાં

હે પ્રભુ છદ્મસ્થ જીવ અતીન્દ્રિય જ્ઞાની ના અગોચર ગુણને જાણી ન શકે, છતાં વિવેકભાવે પોતાના ક્ષયોપશમ પ્રમાણે વિચારી શકે એ ન્યાયે નિષ્પક્ષ પાતથી જોતા આપના બે મહાન્ ગુણો પ્રથમજ પ્રત્યક્ષ થાય છે એક તો આપનું નિષ્પક્ષ યથાર્થવાદ રૂપે વસ્તુનું પ્રતિપાદન અને બીજુ અન્યવાદીઓએ મૂર્છિત ભાવે પોતપોતાના મતનું કરેલ એકાન્ત સમર્થન કે જે આપે અનેક પ્રમાણોથી આવતા વિરોધો બતાવી ન્યાયથી અસંગત સિદ્ધ કરી બતાવ્યું છે તે બે ગુણોની આજે નિરૂપમ પ્રતીતિ થઇ રહી છે પ્રભો! જુદા જુદા મતવાદીઓ પોતાનું પ્રતિપાદન જુદી જુદી દષ્ટિએ કરે છે ને તેમાં કદાગ્રહ સેવે છે કેઇ કહેછે કે, 'ब्रह्म सत्यं जगन्मिथ्या' કોઇ કહે છે કે પ્રત્યક્ષ અને અનુમાન આ બે જ પ્રમાણ સત્ય છે કોઇ કહેછે કે આત્મા નથી પણ જ્ઞાનનો જ આભાસ પ્રત્યક્ષ થાય છે કોઇ કહે છે કે દેહ અને જીવ જુદા નથી આવી માન્યતા ધરાવતા દર્શનોને આપે અનેકાંતવાદથી-યથાર્થવાદથી બતાવી આપ્યું છે કે गुण पर्यायात्मक द्रव्यम् પદાર્થો પર્યાયભાવ પામે છે અને તેમાં तद्भावाव्ययं नित्य-પદાર્થના સ્વરૂપનો નાશ થતો નથી આવું પદાર્થનું લક્ષણ બતાવી તેમાં અનંતા ગુણો અને તેના અંશો બતાવ્યા લોકની મહત્તા ને જીવોની ગુરુતા લઘુતા બતાવી યથાર્થવાદની મહત્તા અને સત્યતા જગતને બતાવી મહાન ઉપકાર કર્યો છે

શ્લોક ૨૪　　　　શ્લોક ૨૪

હવે પ્રભુની દેશના ભૂમિની સ્તુતિ કરે છે.

उपजाति वृत्तम्

विमुक्त वैर व्यसनानुबंधाः,
श्रयन्ति यां शाश्वतवैरिणोऽपि ।
परैरगम्यां तव योगिनाथ,
तां देशना भूमिमुपाश्रयेऽहं ॥

ઉપજાતિ છંદ

મુકાય જ્યા વૈર વિરોધ ચિત્ત,
સ્વભાવ વૈરી બનતા સુમિત્ર,
હે નાથ! એ છે પરને અગમ્ય,
તે દેશના હો મુજને સુગમ્ય.

હે યોગીઓના નાથ! આપ જ્યારે સમવસરણમા બિરાજો છો ત્યારે સ્વભાવથી જ વૈરભાવવાળા પ્રાણીઓ પોતાનો વૈરભાવ છોડીને એકબીજાને પ્રેમથી આલિંગન આપે છે, એટલે કે સિંહ ને બકરી, સર્પ ને નોળિયો, મોરને સર્પ, બિલાડી ને ઉંદર એ સૌ પોતાનો હિંસક સ્વભાવ ભૂલી અહિંસક બની જાય છે, એટલે કે સમવસરણ ભૂમિમા બિરાજેલા અષ્ટપ્રાતિહાર્યથી શોભતા એવા આપના મહિમાની છાપ આ તિર્યંચો ઉપર પડે છે અને પોતાનો સ્વભાવ બદલે છે, પરંતુ કદાગ્રહી આ અન્યતીર્થિકો આપનો આ મહિમા પિછાની શકતા નથી, એ જ ખેદનો વિષય છે પ્રભો, આપની દેશનામા જે તારક ભાવ રહેલો છે, તે મને સુગમ્ય હો

હવે પ્રભુને માધ્યસ્થ ભાવે સમજનારા લોકોમા માત્સર્ય ભાવનો કેવો અવગુણ હોય છે તે બતાવે છે.

उपजाति वृत्तम्

सुनिश्चितं मत्सरिणो जनस्य,
न नाथ मुद्रा मति शेर ते ते।
माध्यस्थ्यमास्थाय परीक्षकाये,
मणौ च काचे च समानुबंधाः॥

ઉપજાતિ છંદ

માધ્યસ્થ ભાવે કરતા પરીક્ષા,
સમાન જાણે મણિ કાચને ત્યા,
નક્કી જ છે નાથ! વિરોધ મુદ્રા,
પામે ન તે કાંઈ અતિક્રમો ત્યા

હે નાથ આપના ગુણો અને વચનામૃતો કે જે સર્વ અપેક્ષાએ સત્ય અને હિતકર્તા છે, તેની પરીક્ષા જો કોઈ માધ્યસ્થભાવથી એટલે મણિ અને કાચને સરખા ગણવાની બુદ્ધિથી કરે તો તે પરીક્ષા કહી શકાય નહિ પરીક્ષા તો એ જ કહેવાય કે જ્યા પરીક્ષકને સારાસાર સમજવાનો વિવેક હોય રૂપની કિંમત હોય પક્ષપાત ન હોય કાચ અને મણિ બન્નેના ભેદ પારખવાની એક બુદ્ધિ હોય બાકી તો કાચ અને મણિને સરખા ગણનારા આપના શત્રુઓ પણ આપને જાણવા અસમર્થ છે આવા કુતર્કવાદી મત્સરી લોકોની મુદ્રાનો ગૌરવે ભગવાન ધર્મના સિદ્ધાન્તો ઉપર અતિક્રમણનો ભય આવા મિત્રો તરફનો ન હોય એ દેખીતુ જ છે પ્રભુ માધ્યસ્થ ભાવ ઉત્તમ કેવાનુ સ્થાન છે પરંતુ તે 'માધ્યસ્થ'નો વિપરીત ગુણો રત્ન અને મણિને સરખા ગણવામાં જ લાગે છે પરંતુ મણિ અને કાચને સરખા ગણવામા નથી

શ્લોક ૨૮ 　　　　　　　　　　　　　　　　　　　　　　શ્લોક ૨૮

હવે સ્તુતિકાર આ સ્તુતિની મહત્તા અંગે દૃઢતાથી પોતાની ઘોષણા રજૂ કરે છે.

उपजाति वृत्तम्

इमां समक्षं प्रतिपक्ष साक्षिणा-
मुदार घोपामव घोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवतं,
न चाप्यनेकान्तमृते नयस्थिति ॥

ઉપજાતિ છંદ

કરુ જ આજે જયઘોષણા ખરે'
ઉદાર ભાવે પ્રતિપક્ષ કારણે,
જિનેન્દ્રથી શ્રેષ્ઠ નદેવ કોઇ જ્યાં,
નયે અનેકાંત સમુ ન કોઈ ત્યાં

સ્તુતિકાર હેમચંદ્રાચાર્ય કહે છે કે હુ પ્રતિપક્ષી લોકોનો સામનો કરવા દૃઢતાપૂર્વક એવી ઘોષણા કરુ છુ કે વીતરાગ અટલે 'विगतो रागो यस्य स वीतराग' જેણે રાગદ્વેષ રૂપ આત્માના બંધનને નષ્ટ કરી આ પરમપદ પ્રાપ્ત કર્યું છે, તેની બરાબર બીજા કોઇ દેવ આ બ્રહ્માંડમા નથી તેમજ અનેકાંતવાદને છોડી વસ્તુનું પ્રરૂપણ કરવા માટે બીજો કોઈ માર્ગ નથી એક નયની અપેક્ષાએ જોનારો અંધ હસ્તી ન્યાય પ્રસિદ્ધ છે. તેમ જ પ્રતિપક્ષીઓએ 'विनायक प्रकुर्वाणो, रचयामास वानर' વિનાયક બનાવતા વાનરો બનાવી દીધો આમ પ્રતિપક્ષના કલ્પિત ન્યાયો અનેકાંત આગળ ટકી શકતા નથી સ્તુતિકાર દૃઢતાથી કહે છે કે, 'इणमेव निग्गंथ पावयण सच्च, अणुत्तर, कवलिय, पडिपुण्ण आदि' આ જ નિર્ગ્રંથનો પ્રરૂપેલ સાચો ઉત્તમ કેવળી ભાષિત અને સાચું વીતરાગ માર્ગ છે જૈન શાસન આત્માનું ખોવાયેલુ કૈવલ્ય રત્ન પ્રાપ્ત કરવાનુ સમજાવે છે પ્રતિપક્ષમા આ અમૂલ્ય વિધાન બતાવવામા આવ્યુ નથી તેમજ પડતાને બચાવવાનો રાજમાર્ગ અન્યદર્શનકારો શોધી શક્યા નથી, જેથી આ દર્શન સર્વશ્રેષ્ઠ છે.

श्लोक २९ શ્લોક ૨૯

હવે જિનેશ્વર દેવ પ્રતિ સ્તુતિકારના આકર્ષણનું કારણ સમજાવે છે

उपजाति वृत्तम्

न श्रद्धयैव त्वयि पक्षपातो,
न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया तु
त्वामेव वीरप्रभुमाश्रिताः स्म ॥

ઉપજાતિ છંદ

શ્રદ્ધા જ માનો ન જ પક્ષપાત,
પરે અવિશ્વાસ ન દ્વેષ માત્ર,
કરી પરીક્ષા યથાર્થ ભાવે,
હે વીર ! આશ્રિત થયા સ્વભાવે

હે વીર પ્રભુ કેવળ શ્રદ્ધાને કારણે જ આપના પ્રતિ અમારો પક્ષપાત નથી, તેમજ દ્વેષભાવ જાતની દ્વેષબુદ્ધિને કારણે અન્ય ધર્મોમાં મનાતા દેવો તરફ અમને અવિશ્વાસ નથી પરંતુ યથાર્થ દૃષ્ટિએ નિષ્પક્ષપાતે આ બન્ને વસ્તુની પરીક્ષા કરીને જ અમોએ આપનો આશ્રય લીધો છે પ્રભુ! ગુણની અપેક્ષાએ જ આપનામાં અમારો આદર પ્રગટ થયો છે કહ્યું છે કે —'गुणाण पूगाऽसि यतोऽयमादर' ગુણની અપેક્ષાએ જ આપ જગત્પૂજ્ય છો. વળી "हिता येषो पायस्य गुणलब्धा रागादित' મુમુક્ષુ જીવો પોતાના હિતને માટે જેમ પ્રભુના ગુણ કીર્તનમાં જોડાયેલા હોય છે તેમ અમે અમારા આત્મહિતને માટે પ્રભુના ગુણનો આશ્રય કરીએ છીએ તેમાં અન્ય દેવો ઉપરની દ્વેષબુદ્ધિ કાંઈ કારણ નથી તેમજ દ્વેષ જાતની અપશ્રદ્ધા પણ કારણ નથી માત્ર આત્મ હિત અર્થે પ્રભુની ભક્તિ એ જ કારણ છે

શ્લોક ૩૦ શ્લોક ૩૦

હવે પ્રભુની વાણીની મહત્તા બતાવે છે.

उपजाति वृत्तम्

तमः स्पृशामप्रतिभासभाजं,
भवन्तमप्याशुविविन्दते याः ।
महेम चन्द्रांशुदृशाव दाता-
स्तास्तर्कपुण्या जगदीश वाचः॥

ઉપજાતિ છંદ

જિનેન્દ્ર-વાણી શુભ તર્કગામી,
પવિત્ર ચંદ્રાંશુ સમી ગણાતી;
પ્રકાશતી એ પ્રભુને સદાયે,
અજ્ઞાનતામા નહિ એ જણાયે.

હે જિનેશ્વરદેવ 'આપની વાણી સાત નય, ચાર નિક્ષેપા, ત્રણ પ્રમાણ અને સાત ભંગથી કહેવાયેલી છે જેને ગણધરો બુદ્ધિના આઠ ગુણથી ગ્રહણ કરે છે. જે જિનેશ્વર દેવના જ્ઞાન, દર્શન અને ચારિત્રને પ્રગટ કરનારી છે તેમજ તેની આરાધનાથી જ્ઞાન, દર્શન, ચારિત્રનો ગુણ પ્રગટ થાય છે. કહ્યુ છે કે-"एगस्स सुत्तस्स अणंतो अत्थो" એક સૂત્રમા અનતા અર્થ સમાયેલા છે એવી ભાવવાહી પ્રભુની વાણી છે જે અનુપમેય છે છતા ઉપમા આપવા માટે તેને ચંદ્રમાનાં કિરણ સરખી સ્વચ્છ અને નહેંથા પવિત્ર થયેલી ગણી છે, જે અજ્ઞાન રૂપી અંધારાગાં રહેનારા જીવોને અગોચર છે, માટે જ કહ્યુ છે કે,-"अद्वार का जिन तमस्तमसो विशन्ति, येषां न भान्ति तव वाग् द्युतयो मनस्सु" હે પ્રભુ! જેઓના મનમાં તારી વાણી રૂપી દ્યુતિયો પ્રવેશ પામે છે, તેઓના હૃદયને વિષે અંધકાર પ્રવેશવા પામતો નથી. આવું પ્રભુની વાણીનું ગર્હત્વ છે પોતાના મતના કદાગ્રહમાં ડૂબેલા એકાંતપક્ષી ઉપદેશકો આ મહિમાને શી રીતે જાણે? એમ શ્રી હેમચન્દ્રાચાર્ય શ્લોકની ગૂંથણીમાં પોતાના નામનું પણ સ્મરણ કરાવે છે, એ એમની કૃતિવિશેષતા છે

શ્લોક ૩૧ શ્લોક ૩૧

હવે પ્રભુના વીતરાગ ભાવની સર્વોત્કૃષ્ટતા સમજાવે છે

रथोद्धता वृत्तम्

यत्र तत्र समये यथा तथा
योऽसिसोऽस्यभिधयायया तया।
वीतदोषकलुषः सचेद्भवा,
नेक एव भगवन्नमोस्तुते ॥

ઉપજાતિ છંદ

લખ્યું હશે કોઈ સ્વરૂપ શાસ્ત્રે,
યથા હશે વર્ણ। દૃષ્ટિ માગે
પરંતુ જીત્યા હતા દ્વેષ રાગ,
નમોસ્તુતે એક જ વીતરાગ

હે પ્રભુ જે કોઈ શાસ્ત્રમાં, જે કોઇ રૂપમાં, જે કોઇ નામમાં જ્યાં જ્યાં વીતરાગ દેવનું વર્ણન કરેલું છે તે સર્વ સ્થાને આપ એક જ સર્વજ્ઞ સ્વરૂપી છો, જેથી આપના આ વીતરાગ ભાવને અમારા નમસ્કાર હો કેમકે મોક્ષમાર્ગ અતિ ઘણીપણું આચાર વિનય, અને સદ્ભાવત્વ આ પાંચ હેતુઓ વડે અરિહંતદેવ ગુણાર્થી ભવિ જીવાત્માઓના સદાય પૂજનીય, વંદનીય, અર્ચનીય અને સ્મરણીય છે, એને ભવિ જીવો પોતાના કલ્યાણનું કારણ માને છે કારણ કે આ આત્માનો અટગા અંશ જો કોઈ પણ ગુણ હોય તો તે જ્ઞાન છે, અને એ જ્ઞાનગુણ અનાદિ કાળથી આત્મામાં રહેલા છે તીર્થંકર દેવોએ આત્માની આ અનંત સિદ્ધિને દેખી છે, તેમણે એ સિદ્ધિને પ્રાપ્ત કરીને પછી જ જગતને બતાવી છે એટલે જ જિનેશ્વર દેવ જગત્‌ગુરૂ છે, મતલબ કે જ્યાં જ્યાં આત્માની સિદ્ધિ પ્રાપ્ત કરવાનું લખાયું હોય બોલાયું હોય કે ઉપદેશાયું હોય તે સર્વનો વીતરાગ આત્મા જ સમાવેશ થાય છે એ વીતરાગ દેવને સદા નમસ્કાર હો

श्लोक ३२ — શ્લોક ૩૨

शिखरिणी वृत्तम्

इदं श्रद्धामात्रं तदथपरनिन्दां मृदुधियो,
विगाहन्तांहन्त प्रकृति परवाद व्यसनिनः ।
अरक्तद्विष्टानां जिनवर परीक्षा क्षम धिया–
मयंतत्त्वालोकः स्तुतिमयमुपाधिं विधृतवान् ॥

શિખરિણી : ૬

અરે ! માને શ્રદ્ધા મૃદુમતિ જનો સ્તોત્ર મહુ આ,
બસે નિંદા રૂપે પ્રકૃતિ પરવાદી સમજતા,
પરીક્ષામા આવ્યા જિનવરતણી નિસ્પૃહ મને,
સદા તે માને આ સ્તવન રૂપ ભક્તિ પ્રકરણે.

પક્ષ વિપક્ષ ભાવથી દૂર રહેલા કોમળ બુદ્ધિવાળા પુરુષો આ સ્તોત્રને શ્રદ્ધાથી બનાવેલુ સમજે, તેમજ વાદશીલ પુરુષો આ સ્તોત્રને કોઈ બીજા દેવની નિંદાને માટે બનાવેલ છે એમ સમજે, પરન્તુ હે પ્રભુ ! પરીક્ષા કરવામા સમર્થ રાગદ્વેષથી રહિત પુરુષોને તો તત્ત્વોના પ્રકાશ કરવાવાળો આ સ્તોત્ર-સમૂહ એટલે કે આ બત્રીશી સ્તુતિ રૂપ ધર્મગ્રંથ આત્મચિંતનનું કારણ છે, એ નિઃસંદેહ છે ઇતિ શમ્.

તે પ્રાણીઓ આમ અત્યત દુ ખ અને વેદના અનુભવતા અમાનુષી (નરક કે તિર્યંચ) યોનિઓમાં જ ભટકયા કરે છે એમ કરતા કરતા ઘણે લાંબે કાળે ક્રમે કરીને કર્મોનો નાશ થયા પછી શુદ્ધિ પામેલા જીવો મનુષ્ય ભવને પામે છે

આ પ્રમાણે દુર્લભ એવુ મનુષ્યપણુ પામવા છતાં ય તપ, ક્ષમા અને અહિંસામા પ્રવૃત્તિ કરાવનાર સદ્ધર્મનું શ્રવણુ થવુ દુર્લભ છે.

કદાચિત્ સદ્ધર્મનું શ્રવણુ પણુ થાય છતાં તેમા શ્રદ્ધા (અડગ વિશ્વાસ) ઉત્પન્ન થવી અતિ દુર્લભ છે. કારણુ કે ઘણા જીવો ન્યાયમાર્ગ, મુક્તિમાર્ગ રૂપ સદ્ધર્મને સાંભળ્યા, જાણ્યા છતા પતિત થાય છે–પતિત, ભ્રષ્ટ રહે છે

મનુષ્યત્વ, શ્રવણુ અને શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી પણુ તે પ્રમાણે પુરુષાર્થ કરવો, સયમની શક્તિ મેળવવી એ તેથી પણુ દુર્ઘટ છે–દુર્લભ છે કારણુ કે ઘણા માણુસો સત્ય પ્રત્યે રુચિ, શ્રદ્ધા ધરાવતા હોય છે છતા તેઓ તે પ્રમાણે આચરણુ કરી શકતા નથી.

જેઓ મનુષ્યપણુ પામી, સદ્ધર્મનું શ્રવણુ કરી, તેમાં શ્રદ્ધાયુક્ત બ ની, તે પ્રમાણે આચરણુ કરે છે એટલે કે તપ અને સંયમ દ્વારા કર્મો નો નાશ કરે છે તેવા સરળ અને શુદ્ધ માણુસો જ ધર્મમા અવિચળ રહીને ઘીથી સિંચાયેલા અગ્નિની માફક પરમ શુદ્ધ થઇ શ્રેષ્ઠ મુક્તિને પામે છે

માટે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચેયને કર્મના હેતુઓ જાણી તેનો ત્યાગ કરવો, ક્ષમાથી સહનશીલતાથી સંયમ

આચરતાં કીર્તિ સંપાદન કરવી, અને એ રીતે આ સ્થૂળ પાર્થિવ શરીર છોડીને ઊર્ધ્વ ગતિ પ્રાપ્ત કરવી.

એવા ઉત્તમ શીલવાળા મનુષ્યો ઉત્તમોત્તમ દેવયોનિઓમાં જન્મ પામી, આયુષ્ય પૂરું થયે, ફરી મનુષ્ય યોનિમાં સારા કુળમાં અવતરે છે. ત્યાં તેમને નીચેનાં દશ ઉત્તમ અંગો (સામગ્રીઓ) મળે છેઃ—

(૧) ઘર અને વાડી, સોનું અને રૂપું, પશુઓ અને નોકર-ચાકર એ ચારે કામસ્કંધો (ભોગમમૂહો)વાળી જગ્યાએ જન્મ.
(૨) સુશીલ મિત્રો
(૩) સહૃદય નાતીલાઓ
(૪) ઉત્તમ ગોત્ર
(૫) ઉત્તમ વર્ણ કાન્તિ
(૬) આરોગ્ય, અલ્પરોગી
(૭) તીક્ષ્ણ બુદ્ધિ
(૮) કુલીનતા
(૯) યશ
(૧૦) બળ, પરાક્રમ

ઉપર કહેલી ચાર વસ્તુઓ દુર્લભ જાણતાં થકાં, ઉત્તમ વૈભવ ભોગવતાં છતા, જેઓ વિશુદ્ધ આચરણવાળા રહી શુદ્ધ બોધ પ્રાપ્ત કરે છે તથા જ્ઞાનીઓએ વર્ણવેલો સંયમપ્રધાન મોક્ષમાર્ગ સ્વીકારે છે તેઓ તપથી કર્માંશોનો નાશ કરી શાશ્વત સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

છતા દેખી શકતાં નથી એ કેવું આશ્ચર્ય છે? એ કેવો વ્યામોહ છે?

આવા ગાઢ મોહનિદ્રામાં પડેલા મનુષ્યોની વચ્ચે તરતબુદ્ધિવાળા વિવેકી પુરુષે જાગ્રત રહેવું અને કશાનો વિશ્વાસ કરવો નહિ. કારણ કે કાળ નિર્દય છે, ભયંકર છે અને શરીર અબળ છે. માટે બે મુખ છતા એક પેટવાળુ ભારંડ પક્ષી ચાલતા, બેસતા, ઊડતાં મનમા ખ્યાલ રાખતુ હોય છે કે જેથી બન્ને મુખ એકબીજાને વિરોધી ગણી આપસમાં લડીને મરણ ન પામે. તે પ્રમાણે જાગ્રત મનુષ્યે અપ્રમત્ત થઇને વિચરવું.

આસક્તિક વસ્તુ પર થોડી પણ આસક્તિ એ જાળ છે, એ પાશ રૂપ છે એમ સમજી મુમુક્ષુએ પગલે પગલે સાવધ રહી વિચરતુ સમભાવનો લાભ થતો રહે ત્યા સુધી જીવન ટકાવી રાખવુ. પરંતુ જ્યારે શરીર વડે આગળ સંયમસાધના થવી અશક્ય લાગે ત્યારે અંતકાળ જાણીને આ મલિન શરીરનો અંત લાવવો

શાશ્વતવાદી (નિયતિવાદી) માને છે કે જે પહેલા ન પામે તે પછી પણ ન પામી શકે. આમ ખોટી માન્યતાથી કામભોગોમા જ રત રહી જીવન પૂરું થઈ જવા આવે છે અને આયુષ્ય ક્ષીણ થતા શરીર તૂટવા માંડે છે ત્યારે કશુ કરી શકાય તેમ નહિ રહેવાથી એવા મૂઢ મનુષ્યને પસ્તાવાનો વખત આવે છે.

માટે યત્નપૂર્વક કામભોગોમાથી મનને રોકી, સંસાર પ્રત્યે સમભાવવાળા બની રહેવું અને આત્મરક્ષક બની અપ્રમત્તપણે વિચરવુ.

મોહગુણો સામે સતત ઝૂઝી વારવાર વિજય મેળવનાર અને સંયમમા વિચરનાર ત્યાગીને વિષયો અનેક સ્વરૂપે સ્પર્શ કરે છે પરતુ તેમા પોતાનુ મન દુષ્ટ નહિ બનાવતા પોતાના પ્રયત્નમા અચળ રહેવુ

મદમદ સ્પર્શો બહુ લોભાવનારા હોય છે, પણ તેમા મનને જવા દેવુ નહિ કેળવાયલો અને બખ્તરવાળો ઘોડો જેમ સ્વેચ્છાચારનો ત્યાગ કરી પોતાના સવારની મરજી મુજબ ચાલવાથી રણસંગ્રામમા વિજય પ્રાપ્ત કરી પાછો આવી શકે છે તેમ મુમુક્ષુ ક્રોધને દબાવી, અભિમાનને દૂર કરી, લોભ અને માયાને છોડી દઈ સયમી જીવન વિતાવે છે તે શીઘ્ર મુક્તિને પામે છે

માટે સંસ્કારહીન, તુચ્છ તથા રાગ અને દ્વેષથી પરવશ એવા મનુષ્યોના અધમ આચરણોથી ડામાડોળ નહિ થતા તેમની વિપરીતતા સમજીને મુમુક્ષુએ કામ, ક્રોધ, લોભ, માયા અને અહકારનો ત્યાગ કરી શરીરના અત સુધી સદ્ગુણોની જ આકાક્ષા કરવી



૩

# નમિરાજાનો ગૃહત્યાગ

**શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના**
**નવમા અધ્યયનનો સાર**

મિથિલા નગરીના મહારાજ નમિરાજ દાહના રોગથી પીડાતા હતા. ચંદન ચોપડીને દાહની વેદના શાંત કરવા માટે તેમની બધી રાણીઓ ચંદન ઘસવા બેઠી. રાણીઓએ હાથમાં ઘણાં કંકણો પહેરેલાં હતાં. ચંદન ઘસતી વખતે હાથના હાલવાથી કંકણોનો અવાજ થતો હતો. બધી રાણીઓના કંકણોનો એકીસાથે અવાજ થતો હોવાથી અવાજ ઘણો મોટો થતો હતો.

એવડો મોટો અવાજ રાજાને અસહ્ય થઈ પડ્યો, તેથી તે ઘોંઘાટ બંધ કરવા કહ્યું. એટલે રાણીઓએ સૌભાગ્ય ચિહ્નરૂપ એકેક કંકણ હાથમાં રાખીને બાકીનાં કંકણો કાઢી નાખ્યાં. પછી ચંદન ઘસવાનું ચાલુ રાખ્યું. પણ કંકણનો અવાજ બંધ થઈ ગયો.

થોડી વારે નમિશ્વરે પૂછ્યુઃ કેમ કાર્ય પૂર્ણ થયું? (ચંદન ઘસાઈ રહ્યું?) જવાબમાં નકાર મળવાથી ફરી તેમણે પૂછ્યું. ત્યારે અવાજ શાથી બંધ થયો? ત્યારે હાથમાં એકેક કંકણ જ રાખ્યાની વાત તેમને જણાવી.

વાત સાંભળી મહારાજાને આકસ્મિક અસર થઈ ગઈ. તેમને નિઃસંગતાની શાંતિનું જ્ઞાન થયું. તેમણે વિચાર્યું કે જ્યાં એકથી વધારે છે ત્યાં જ કોલાહલ અને ઘોંઘાટ છે પણ જ્યાં એક છે ત્યાં શાંતિ જ છે. શાંતિને મેળવવા માટે બહારનાં બધાં બંધનો છોડી દઈ એકાકી વિચ-

રવાની મહારાજાને તીવ્ર જિજ્ઞાસા જાગી તે જ વખતે તેમણે નિશ્ચય કર્યો કે આ રોગ શાંત થાય એટલે તરત જ દીક્ષા લઇને નિર્ગ્રંથ બનવુ

બનવા કાળ એવો કે જે દિવસે તેમણે નિશ્ચય કર્યો તે રાત્રે જ તેમનો દાહ શાંત થઈ ગયો અને તેમને નિદ્રા આવી ગઈ પ્રાતઃકાળના અરસામા તેમને એક સ્વપ્નું આવ્યુ તેમા તેમણે પોતાને મેરુ પર્વતના શિખર ઉપર રહેલા જોયા

જાગ્યા પછી તેમણે વિચાર કરવા માડ્યો કે એ પર્વત તેમણે પહેલા કોઈ વખત જોયેલો છે યાદ કરતા કરતા તેમને જાતિસ્મરણ જ્ઞાન ઊપજ્યુ તેથી તેમણે જાણ્યુ કે પાછના બે જન્મમા તે ચક્રવર્તીના પુત્ર તરીકે તથા નાગુરના પુત્ર તરીકે જન્મેલા હતા અને દીક્ષા લઈને પ્રથમ પાળતા ધર્મારાધન કરતા કરતા દેવયોનિમા ઊપજ્યા હતા છેલ્લા જન્મ વખતે સાધના કરતા કરતા વિજળી પડવાથી તેમનુ અકાળ મૃત્યુ થયુ હતુ અને તેઓ ઉત્તમ દેવલોકમા દેવ થયા હતા ત્યાંથી ચ્યવીને નમિરાજા તરીકે જન્મ્યા હતા પોતે જ્યારે દેવભવમા હતા ત્યારે જિનેશ્વરના જન્મ મહોત્સવમા ગયેલા ત્યારે તેમણે મેરુ પર્વત જોયો હતો

દાહ શાંત થવાથી તથા પૂર્વ જન્મમા સફળી થઈ કરેલી સાધના યાદ આવવાથી તેમણે તરત જ રાજપાટ અને રમણીઓના ભોગ વિલાસને તજી દીધા અને પુત્રને રાજ્યારૂઢ કરીને પોતે દીક્ષા લઈ મુનિવેષ ધારણ કરી ગૃહત્યાગ કર્યો

હવે નમિરાજા નમિ રાજર્ષિ થયા અપૂર્વ ત્યાગી બન્યા અને તપશ્ચર્યામા પ્રવૃત્ત બન્યા તેમના ત્યાગની દૃઢતાથી આકર્ષાઈ ઇંદ્ર મહારાજ તેમની કસોટી કરવા આવ્યા ઇંદ્ર મહારાજે બ્રાહ્મણ વેષે નમિ રાજર્ષિ પાસે આવીને નીચે પ્રમાણે વાર્તાલાપ કર્યો

નમિરાજાએ પોતાના સદાચારથી તેમજ ન્યાયી વર્તનથી ખૂબ પ્રજાપ્રેમ મેળવ્યો હતો અને તેથી તેમના ગૃહત્યાગથી મિથિલાનગરીની આખી યે પ્રજામાં ખૂબ કોલાહલ, હાહાકાર થઈ રહ્યો હતો તેને ઉદ્દેશીને દેવેંદ્રે કહ્યું

હે આર્ય! આજે મિથિલાનગરીમાં કોલાહલ શાનો મચી રહ્યો છે? અને મહેલોમાંથી તથા લોકોના ઘરોમાંથી આ દારુણ શબ્દો શાના સંભળાય છે?

દેવેંદ્રના પ્રશ્નનો હેતુ સમજતા જ્ઞાની નમિરાજર્ષિએ જવાબ આપ્યો કે:

મિથિલાનગરીમાં શીળી ઠંડી છાયાવાળું, મનોહર, ફૂલ અને પાંદડાંથી ભરેલું તથા હમેશાં અનેક જીવોને બહુ ગુણ કરનારું ચૈત્યવૃક્ષ છે હે ભાઈ! તે મનોહર ચૈત્યવૃક્ષ આજે પ્રચંડ વાયુથી હલાઈ જતું હોવાથી અશરણ બની ગયેલાં પક્ષીઓ દુઃખથી પીડિત થઈને આ અવાજો કરે છે

રાજર્ષિના જવાબનો અર્થ સમજીને દેવેંદ્રે કહ્યું

હે ભગવન્! આ અગ્નિ અને તેને મદદ કરનાર વાયુ આ મહેલને બાળી રહ્યો છે અને તેથી તમારું અંતઃપુર પણ બળી રહ્યું છે તેના તરફ તમે કેમ જોતા નથી?

નમિ રાજર્ષિ—મિથિલામાં જેનું કંઈ પણ છે જ નહિ એવા અમે સુખેથી રહીએ છીએ અને સુખેથી જીવીએ છીએ તેથી હે બ્રાહ્મણ! મિથિલા બળતી હોય તો પણ મારું કશું ય બળતું નથી સ્ત્રી, પુત્ર, પરિવારથી મુક્ત થયેલા અને સંસારના વ્યાપારથી પર થયેલા ભિક્ષુને કંઈ પ્રિય પણ નથી અને કંઈ અપ્રિય પણ નથી 'હું એકલો છું, મારું

કે ‘નથી’ એવા એકાન્તભાવને જ અનુસરનારા તથા સર્વ બંધોથી દૂર થયેના ગૃહત્યાગી ભિક્ષુને ખરેખર દરેક સ્થળે આનંદ હોય છે

દેવેંદ્ર—હે રાજા ! તું તો ક્ષત્રિય છે તારા નગરની આજુબાજુ કિલ્લો ગઢના દરવાજા, બુરજો, ખાઈઓ અને સેંકડો સુભટને હણી નાખે એવા શતઘ્ની યંત્રો બનાવીને તારા નગરને સુરક્ષિત કરીને પછી તું સંયમ લેજે

નમિ રાજર્ષિ—શ્રદ્ધા રૂપી નગરને ક્ષમા રૂપી મજબૂત કિલ્લો બંધાવી સંવર (સંયમ) રૂપી ભાગોળ બનાવી ત્રણ ગુપ્તિ (મન, વચન અને કાયા ના સુનિયમન) રૂપી બુરજ, ખાઈ અને શતઘ્નીથી તેને સુરક્ષિત અને અજેય કરી, પુરુષાર્થ રૂપી ધનુષ્ય ઉપર ઈર્યા (વિવેકપૂર્વક ગમન) રૂપી પણછ ચડાવી ધીરજ રૂપી મૂઠથી તે ધનુષ્યને પકડી, સત્ય વડે તેને ખેંચી તપરૂપી બાણથી કર્મરૂપી કવચને ભેદનારો મુનિ, સંગ્રામનો અંત લાવી સંસારમાંથી મુક્ત થાય છે

આ ઉત્તરથી વિસ્મિત થયેલો ઈંદ્ર થોડી વાર અવાક્ રહ્યો ના પછી કહ્યું

હે ક્ષત્રિય ઊંચા પ્રકારના અગાશીઓવાળા બંગલાઓ, મેડાવાળા ઘરો તથા બાલાગ્રપોતિકાઓ (ક્રીડાના સ્થાનો) કરાવી પછી તું સંયમ લેજે

નમિ રાજર્ષિ—જ્યાં પોતાને હમેશા રહેવાનું નથી એવા માર્ગમાં ચાલતા ચાલતા માર્ગ પર ઘર કરે તે તો મૂર્ખ કહેવાય માણસે તો જ્યાં પોતાને કાયમનું જવાનું છે ત્યાં જ નિશ્ચિત શાશ્વત ઘર બનાવવું જોઈએ'

દેવેન્દ્ર—હે ક્ષત્રિય ! લોમહર(ફાંસિયા), લુટારુ, ગાંઠડી છોડનાર, તસ્કર અને ધાડપાડુઓને નિવારીને નગરનું કલ્યાણ કરી પછી તું સંયમ લેજે

નમિ રાજર્ષિ—લોકો ઘણી વાર ખોટી જ સજાઓ કરે છે! ખરા અપરાધીઓ છૂટી જાય છે અને નિર્દોષ માર્યા જાય છે. વિશેષે કરીને દુષ્ટ મન કે દુષ્ટ વાસના જ ગુનો કરાવે છે. પરંતુ તેને કોઈ દંડ આપતું નથી, ઇંદ્રિયો અને શરીર જ દંડાય છે. દુષ્ટ વાસનાઓને દંડવી એ જ સાચો દંડ છે, તેને જ દંડવા માટે કોશિશ કરવી જોઇએ.

દેવેંદ્ર—હે ક્ષત્રિય! હે નરાધિપ! કેટલાક રાજાઓ કે જે તને નમ્યા નથી તેઓને વશ કરીને પછી તું સંયમ લેજે.

નમિ રાજર્ષિ—દુર્જય સંગ્રામમાં લાખો યોદ્ધાઓને જીતે તેના કરતાં એક જ માત્ર પોતાના આત્માને જીતવો તે ઉત્તમ છે અને તે જ સાચી જીત છે. આત્મા સાથે જ યુદ્ધ કરવું જોઇએ. બહારના યુદ્ધથી શું વળવાનું છે? પોતાના બળથી પોતાની જાતને જીતનારો સુખી થાય છે. સૌથી વિશેષ દુર્જય પોતાનો આત્મા છે. તે જિતાય એટલે પાંચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ એ બધું ય જિતાયું જાણવું.

દેવેંદ્ર—હે ક્ષત્રિય! મોટા મોટા યજ્ઞો કરીને, તાપસ, શ્રમણો અને બ્રાહ્મણોને જમાડીને દાન કરીને, ભોગવીને તથા યજન કરીને પછી તું સંયમ લેજે.

નમિ રાજર્ષિ—દર મહિને લાખો ગાયો દાનમા આપે તેના કરતાં કાંઈ પણ નહિ આપનારનો સંયમ (અપરિગ્રહ વૃત્તિ) જ ઉત્તમ છે.

દેવેંદ્ર—હે મનુષ્યના પાલક મહારાજ! પાળવો મુશ્કેલ એવો ગૃહસ્થાશ્રમ છોડીને તું બીજો આશ્રમ સ્વીકારવા તત્પર થયો છે, તેના કરતાં તો ગૃહસ્થાશ્રમમાં રહીને જ પૌષધ વગેરે કર.

નમિ રાજર્ષિ—કોઈ અજ્ઞાની મનુષ્ય દર મહિને દાભની અણી ઉપર રહે તેટલું અન્ન ખાઈને ઉગ્ર તપ કરે તો પણ તે માણસ સાચા ધર્મના સોળમા ભાગને ય પહોંચી શકતો નથી.

દેવેંદ્ર—હે ક્ષત્રિય! સોનું, રૂપું, મણિ, મોતી, કાંસાનાં વાસણો, વસ્ત્રો, વાહનો અને ભંડાર વધારીને પછી તું સંયમ લેજે.

નમિ રાજર્ષિ—કૈલાસ પર્વત જેવડા સોના અને રૂપાના અસંખ્ય પર્વતો કદાચ આપવામાં આવે તો પણ એક લોભીને માટે તે પૂરતા નથી, કારણ કે ઇચ્છાઓ ખરેખર આકાશ જેવી અનંત છે. ધન ધાન્ય સમેત આખી પૃથ્વી એક મનુષ્યને આપી દેવામાં આવે તો પણ તે તેને પૂરું થાય નહિ, એમ જાણીને તપશ્ચર્યા (આશાતૃષ્ણાનો નિરોધ) આદરવી એ જ યોગ્ય છે

દેવેંદ્ર—હે પૃથ્વીપતિ! તને મળેલા આવા અદ્ભુત ભોગોને તું તજી દે છે અને નહિ મળેલી અસત્ વસ્તુની કામના કર્યા કરે છે તે નવાઈની વાત છે તારી તે દુષ્કામનાથી જ તારો નાશ થવાનો છે!

નમિ રાજર્ષિ—કામભોગો તો શલ્ય છે અથવા ઝેર છે આ બધા કામભોગોની પાછળ પડેલા લોકો કામભોગોને પ્રાપ્ત કર્યા વિના જ દુર્ગતિમાં ચાલ્યા જાય છે ક્રોધથી અધોગતિમાં પડાય છે, માનથી અધમ ગતિ થાય છે, માયાથી સદ્ગતિ મળતી નથી અને લોભથી તો આલોક અને પરલોક બન્નેનો ભય રહેલો છે, બન્ને બગડે છે

પછી દેવેંદ્રે પોતાનું બ્રાહ્મણરૂપ તજી દીધું અને પોતાનું મૂળ રૂપ ધારણ કરી તથા રાજર્ષિને નમન કરીને નીચે પ્રમાણેના મધુર વચનોથી તેની સ્તુતિ કરવા લાગ્યો:-

અહો! રાજર્ષિ! તમને ધન્ય છે તમે ક્રોધને જીતી લીધો છે, માનનો પરાભવ કર્યો છે, માયાને દૂર કરી છે અને લોભને સંપૂર્ણ વશ કર્યો છે વાહ, મુનીશ્વર! શું તમારું સરળપણું! શી તમારી કોમળતા! કેવી તમારી અનુપમ સહનશીલતા શું તમારું તપ! અને શી તમારી નિરાસક્તિ! હે ભગવન્! આપ અહીં પણ ઉત્તમ છો અને પછી પણ ઉત્તમ થવાના અવશ્ય આપ નિષ્કર્મી થઈને લોકમાં સર્વશ્રેષ્ઠ સિદ્ધિપદને પામવાના

ઈંદ્રદેવે એ પ્રમાણે ઉત્તમ શ્રદ્ધાપૂર્વક નમિ રાજર્ષિની સ્તુતિ કરતા કરતા અને પ્રદક્ષિણા કરતા કરતા તેમને ફરી ફરી નમસ્કાર કર્યા અને પછી તે મુનીશ્વરના ચક્ર તથા અંકુશના લક્ષણવાળા ચરણોને નમીને કંપતા કુંડળ અને મુકુટવાળા ઈંદ્રરાજ આકાશમાં અંતર્લીન થયા

આ પ્રમાણે ઈંદ્રરાજે ચળાવ્યા છતાં નમિ રાજર્ષિ પોતાના શ્રમણભાવમાં બરાબર સ્થિર રહ્યા ને પોતાના આત્માને વિશેષ નમ્ર બનાવ્યો શાણા અને બુદ્ધિમાન સાધકો સ્વયં બોધ પામીને નમિ રાજર્ષિની જેમ ભોગોથી નિવૃત્ત થાય છે



૪

# હરિકેશ બળ

### શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના બારમા અધ્યયનનો સાર

મૃતગગાના તીર ઉપર હરિકેશ એટલે ચડાળ લોકોનો અધિપતિ બળકોટ્ટ રહેતો હતો તેને ગૌરી અને ગાધારી એમ બે સ્ત્રીઓ હતી ગૌરીનો પુત્ર બળ કદરૂપો, કજિયાખોર અને બધાને અણગમતો હતો

એક વખત બધા ચડાળ કુટુબો ગામ બહાર ઉજાણી કરવા ગયા હતા ત્યા પણ તે છોકરાએ ઝઘડા ટટા કરવા માડયા, તેથી ઘરડેરાઓએ તેને ઉજાણી પૂરી થાય ત્યા સુધી ન આવવાનુ કહી દૂર હાકી કાઢયો તે દૂર ઊભો ઊભો બધુ જોવા લાગ્યો

તે વખતે ત્યા એક સાપ નીકળ્યો તે ઝેરી હોવાથી બધાએ તેને મારી નાખ્યો થોડી વારમા જ ત્યા એક બીજો સાપ નીકળ્યો પરતુ તે ઝેરી નહિ હોવાથી લોકોએ તેને જવા દીધો

આ જોઈ દૂર ઊભેલા બળને વિચાર આવ્યો કે પોતાના દોષથી જ માણસ પરાભવ પામે છે પેલો સાપ ઝેરી હતો તેથી લોકોએ તેને મારી નાખ્યો પણ બીજો સાપ ઝેરી નહોતો તેથી તેને સુખેથી જવા દીધો આવો વિચાર કરતા કરતા તેનામા પૂર્વ ભવના શુભ સંસ્કારો જાગૃત થયા તેથી તેની બુદ્ધિ નિર્મળ થઈ અને વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થઈ ભાગ્ય યોગે તેને એક મુનિનો યોગ મળી ગયો તેમની પાસે ધર્મ સાભળી દીક્ષા લીધી ને પોતાના દોષો દૂર કરવા ઉત્કટ તપ કરવા માડયુ

આત્મવિકાસમા જાતિનાં બંધન હોતા નથી. ચંડાળ પણ આત્મ-કલ્યાણનો માર્ગ આરાધી શકે છે. ચંડાળ જાતિમાં ઉત્પન્ન થનારનું પણ હૃદય પવિત્ર હોઈ શકે છે.

હરિકેશ બળ મહામુનિ ચંડાળ કુળમા જન્મ્યા હતા પણ સુસંસ્કારથી ગુણના ભંડાર બન્યા હતા. એક વખત ફરતા ફરતા તેઓ વારાણસી નગરી પાસે તિંદુક વનમાં આવી પહોંચ્યા. એક તિંદુક વૃક્ષ નીચે યક્ષના સ્થાનકે તેમણે ઉતારો કર્યો. તે યક્ષ મહામુનિના તપથી પ્રસન્ન થઈ તેમની તહેનાતમા રહેવા લાગ્યો.

એકદા યક્ષમદિરના સભામડપની અદર કે જ્યા તે દેવનો વાસો હતો ત્યાં આકરી તપશ્ચર્યાથી કૃશ થયેલા હરિકેશ બળ ધ્યાનમગ્ન થઈ અડોલ ઊભા હતા. તે વખતે વારાણસીના રાજા કૌશલનાં પુત્રી ભદ્રા તેમની સાહેલીઓ સાથે તે જ મદિરમા દર્શનાર્થે આવેલા.

ગર્ભદ્વાર નજીક જઈ સૌએ દેવના પેટ ભરી દર્શન કર્યા. દર્શન કરીને પાછા ફરતા દરેક સહચરીએ ક્રીડાર્થે સભામડપના દરેક સ્તભને બાથ ભીડી લીધી. પાછળ રહેલી ભદ્રાકુમારીએ અંધારામા બરાબર ન સૂઝવાથી તપસ્વીને સ્તંભ જાણી તેમને બાથ ભીડી લીધી.

ભદ્રાના હાથમાં સ્તભને બદલે તપસ્વી આવેલા જાણી સૌ સખીઓ "તમારા હાથમાં તો આવા પતિ જ આવી ગયા" એમ કહીને કુતૂહલથી હસવા લાગી. કુમારી ભદ્રા આથી ચિડાઇ ગયાં અને તપસ્વીની મહા અવગણના કરી નાખી.

યક્ષદેવ આથી ખૂબ કોપ્યો. અને કુંવરીના શરીરમા ભરાયો. એટલે કુંવરી ગાંડા જેવી થઈ ગઈ. રાજાએ અનેક ઉપચાર કર્યા છતા

તે સાજી ન થઈ. છેવટે યક્ષ તે કુવરીના મોએ જ બોલ્યો કે મારા સ્થાનકમા બેઠેલા મહામુનિ પ્રત્યે આ કુંવરીએ સૂગ બતાવી છે માટે જો તું કુવરીને તે મહા મુનિને પરણાવે તો જ હું તેના શરીરમાથી નીકળું. રાજાએ નિરુપાય થઈ તેમ કરવાનુ કબૂલ કર્યું. એટલે કુવરી સાજી થઈ ગઈ.

પછી રાજાએ તેને શણગારી તે મુનિ પાસે મોકલી. પરતુ મુનિએ તેનો સ્વીકાર ન કર્યો મુનિને તો આશ્ચર્ય રહ્યુ અને તેમણે પોતાના આકરા સંયમની અને અપૂર્વ ત્યાગની પ્રતીતિ આપી પછી તે મહાયોગી ત્યાથી પ્રયાણ કરી ગયા.

રાજાએ તો વચનથી પોતાની પુત્રીને તે મુનિને જ આપી દીધી હોવાથી હવે તે કુવરી સાથે કોઈ લગ્ન કરવા તૈયાર ન થયું છેવટે રાજાના સોમદેવ નામના પુરોહિતે ભદ્રાકુમારી સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું. તે દપતી બ્રાહ્મણો પાસે કુળપરંપરા મુજબ મહાયજ્ઞ કરાવે છે. યજમાન રૂપે એ દપતી ત્યા મત્રજાપાદિક ક્રિયા કરી રહ્યા છે.

ગામ, નગર, શહેરાદિ સર્વ સ્થળે અભેદભાવે વિચરતા એ વિશ્વોપકારક હરિકેશ બળ મહામુનિ તે જ યજ્ઞશાળામા એક માસની તપશ્ચર્યાના પારણે ભિક્ષાર્થે પધાર્યા. તપથી સુકાયેલા અને જીર્ણ ઉપધિ(વસ્ત્ર વગેરે) તથા ઉપકરણ(પાત્ર વગેરે)વાળા મુનિને આવતા જોઈને, જાતિમદથી ઉન્મત્ત બનેલા, હિંસામા ધર્મ માનનારા, અજિતેન્દ્રિય, અબ્રહ્મચારી અને મુર્ખ એવા તે બ્રાહ્મણો હસવા લાગ્યા અને આપસઆપસમા કહેવા લાગ્યા :

દૈત્ય જેવો, બીભત્સ રૂપવાળો, કાળો, વિકરાળ, ચીબો, ચીંથરેહાલ, મેલોભૂત અને ગળે કપડું વીંટાળીને આ કોણ ચાલ્યો આવે છે!

પછી તેમણે મુનિને સંબોધીને કહ્યુ

અરે! અદર્શનીય એવો તું કોણ છે? કઈ આશાથી અહીં આવ્યો છે? જીર્ણ વસ્ત્ર અને મેલથી પિશાચ રૂપ દેખાતો તું અહીંથી ચાલ્યો જા! અહીં શા માટે ઊભો છે?

ત્યારે વારાણસી નગરીની બહાર જે તિંદુક વૃક્ષ નીચે તે મુનિએ ઉતારો કર્યો હતો તે વૃક્ષનિવાસી યક્ષે તે મહામુનિ ઉપરનાં અનુકંપા અને પ્રેમથી તે મહામુનિના શરીરમા પ્રવેશ કર્યો અને તે મુનિ જ બોલતા હોય તે પ્રમાણે જવાબ આપ્યોઃ

હું સાધુ છું, બ્રહ્મચારી છું, સંયમી છું. ધન, પરિગ્રહ અને દૂષિત ક્રિયાઓથી વિરક્ત થયો છુ. અને તેથી જ બીજાઓ માટે થયેલી ભિક્ષા જોઈને આ વખતે અન્નને માટે આવ્યો છું. તમારું આ ભોજન ઘણું અપાય છે, ખવાય છે અને ભોગવાય છે. માટે બાકી વધેલું હોય તે થોડું મને તપસ્વીને આપો હું ભિક્ષાર્થી છુ.

બ્રાહ્મણો—આ ભોજન બ્રાહ્મણો માટે જ તૈયાર થયુ છે, અને બ્રાહ્મણ સિવાય કોઈને તે આપવાનુ નથી. માટે અહીંથી ચાલ્યો જા.

હરિકેશ બળ—ઉચ્ચ ભૂમિમાં કે નીચ ભૂમિમાં—બન્ને સ્થળે કૃષિકારો આશાપૂર્વક યોગ્યતા જોઈ બીજ વાવે છે. એ શ્રદ્ધાથી મને આપો. અને આ ખરેખર પવિત્ર ક્ષેત્ર સમજી તેની આરાધના કરો.

બ્રાહ્મણો—જગતભરમા જાણીતું છે કે જાતિ અને વિદ્યાથી યુક્ત અમે બ્રાહ્મણો જ દાન માટે ઉચિત ક્ષેત્રો છીએ. તેમા વાવેલાં બીજ પુણ્યરૂપે અચૂક ઊગી નીકળે છે.

હરિકેશ બળ—ક્રોધ, માન, હિંસા, અસત્ય, અદત્ત અને આપરિગ્રહ વગેરે દોષો જેનામા છે તેવા બ્રાહ્મણો જાતિ અને વિદ્યા બન્નેથી રહિત

જ છે. તે ક્ષેત્રો તો પાપને વધારનાર છે અરે ! વેદોને ભણ્યા છતા તેના અર્થને, તાત્પર્યને જરા પણ જાણતા નથી, માટે ખરેખર તમે ફક્ત વાણીના ભારવાહક છો. સામાન્ય કે ઊંચા કોઈપણ ઘરમા જઈ ભિક્ષા-વૃત્તિથી સંયમી જીવન ગુજારનારા મુનિઓ જ દાનના ઉત્તમ ક્ષેત્રો છે

આ સાભળીને બ્રાહ્મણ પડિતોના શિષ્યો બોલ્યા અને કહ્યું

અરે ! અમારા ગુરુઓની વિરુદ્ધ બોલનાર સાધુ! તું અમારી સમક્ષ આ શુ બોલી રહ્યો છે ? આ અન્નપાન ભલેને બધુ ય નાશ પામે પણ હવે તને તો અમે નહિ જ આપવાના

હરિકેશ બળ–સત્પ્રવૃત્તિઓથી સુસમાધિ યુક્ત, મન, વચન અને કાયાની અસત્પ્રવૃત્તિમાથી રક્ષા કરનાર અને જિતેન્દ્રિય એવા મને તમે ભિક્ષા નહિ આપો તો આજે યજ્ઞોનો તમે શુ લાભ મેળવવાના ?

આવા (યક્ષ દ્વારા) મુનિના મુખેથી વચનો સાભળીને બ્રાહ્મણો લાલચોળ થઈ ગયા અને ધાટા પાડીને કહેવા લાગ્યા:

અરે ! અહીં કોઈ ક્ષત્રિયો, યજમાનો કે અધ્યાપકો કોઈ છે કે નહિ કે જે વિદ્યાર્થીઓની સાથે મળી આને લાકડી કે ડંડાથી મારી મારી પકડીને બહાર કાઢે ?

અધ્યાપકોનુ આવુ વચન સાભળીને ત્યા ઘણા કુમારો દોડી આવ્યા અને દડા, છડી અને ચાબુકોથી તે ઋષિને મારવા તૈયાર થયા

તે વખતે કૌશલિક રાજાની ભદ્રા નામની સુંદર પુત્રી કે જેને પુરોહિત સાથે પરણાવેલી હતી તે, સાધુને આમ મારવામા આવતા જોઈ, ગુસ્સે થયેલા તે કુમારોને વારી તેમને શાંત પાડવા લાગી અને કહ્યું:

યક્ષના દબાણથી મારા પિતા કૌશલિક રાજાએ જાતે મને જે ઋષિને આપી દીધી હતી, પરંતુ જેમણે તો મનથી પણ મારી કામના કરી નહિ અને મારો અસ્વીકાર કર્યો હતો તેજ આ ઉગ્ર તપસ્વી, મહાત્મા, જિતેંદ્રિય, સંયમી તથા બ્રહ્મચારી એવા મુનિ છે. એ મહાયશસ્વી, મહાપ્રભાવશાળી, ઘોર વ્રતી, ઘોર પરાક્રમી, નરેંદ્રો અને દેવેન્દ્રો વડે પૂજાએલા અને અવજ્ઞા ન કરી શકાય એવા મુનિની તમે અવજ્ઞા ન કરો; નહિ તો પોતાના તેજથી તે તમને બાળીને ભસ્મ કરી નાંખશે.

ભદ્રાનાં આવાં સુમધુર વચનો સાંભળીને તુરત જ દેવો ઋષિની સેવા માટે આવી લાગ્યા. ભદ્રાના પતિ સોમદેવ પુરોહિતે પણ કુમારોને વાર્યા. પણ કુમારો માન્યા નહિ, ત્યારે રાક્ષસો અદૃશ્ય રહી બ્રાહ્મણોના આખા સમૂહને મારવા લાગ્યા. ઘવાયેલા શરીરવાળા તથા લોહી ઓકતા તે લોકોને જોઇ ભદ્રાએ તેમને ફરીથી કહ્યુ:

આવા ઘોર વ્રતવાળા અને ઘોર પરાક્રમવાળા ઉત્તમ મહર્ષિની તમે અવજ્ઞા કરી એટલે તે પર્વતને નખ વડે ઉખાડી નાખવા જેવું, લોઢાને દાંત વડે ચાવવાનો પ્રયત્ન કરવા જેવું અને અગ્નિમાં લાત મારવા જેવું કર્યું છે. આવા ઉગ્ર તપસ્વી ભિક્ષુને ભિક્ષાકાળે મારવા એ પતંગિયાંની સેના જેમ અગ્નિમાં બળી મરે તેમ બળી મરવા જેવું છે. હજુ પણ જો તમને તમારા જાનમાલની પરવા હોય તો તમે બધા ભેગા મળી તેમના શરણે જઈ મસ્તક નમાવો. આ તપસ્વી પોતે જો કુપિત થાય તો આખા લોકને પણ બાળી નાખે.

તેવામાં તો કંઈ વિચિત્ર ઘટના બની ગઈ. કોઈની પીઠ ઉપર, કોઇનું મસ્તક નીચે એવી રીતે પડી ગયેલા, કોઈ સાવ ચેષ્ટાહીન બનેલા, કોઈ જમીન પર હાથ ફેલાવતા પડીરહેલા, કોઈના ડોળા અને જીભ બહાર નીકળી ગયેલાં તો કોઈ ઊંચા મસ્તકે ઢળી પડેલા—આવી રીતે પોતાના

શિષ્યોની આવી દશા જોઈ તે યાજક બ્રાહ્મણ ભદ્રાનો પુરોહિત પતિ ખૂબ ખેદ પામ્યો અને પોતાની ધર્મપત્ની સહિત મુનિ પાસે જઈ નમીને વારંવાર વિનવણી કરવા લાગ્યો કે—

હે પૂજ્ય આપની નિંદા અને તિરસ્કાર થયા છે તેની ક્ષમા કરો હે વંદનીય અજ્ઞાની મૂર્ખ અને મંદબુદ્ધિવાળા બાળકોએ આપની જે અસાતના કરી છે ત ડુ માફ કરો આપના જેવા ઋષિ પુરુષો મહા ય ગી હોય છે તેઓ આમ કોપ ન કરે

પોતાનું કાર્ય પૂરું થયું જાણી દેવો ચાલ્યા ગયા ત્યારબાદ મુનિશ્રી આવધા ! થય આ દૃશ્ય જોઈ તેઓ વિસ્મિત બની ગયા અને નિ ! વતા બ્રાહ્મણો તેમણે કહ્યું

આ ! ના ! ની પૂર્વે ઘણા કે પકી પણ ગાગ મ ામા કદી કે પ થયો ાથી છે ાદિ ક થ ! ાદિ પરંતુ આ બધું જોયા પછી મને લાગે છે કે મારી અ િષ્ઠાએ પણ ખરેખર જે દેવો ગાગી સેવા કરે છે તેમ ા વ જ આ કુમારો િચાગ દણાયા છે

આવું સ્પષ્ટી ગગ થ ાથી એ પુરોહિત ઉપર ઘણી જ ઉત્તમ પ્રકાર ની અસર થઈ તણે કહ્યું

પરમાર્થ ા ે સત્ય ા સ્વરૂપને જણાવનારા મદ ગ્ા ી મુનિ ! કદી ક્રમા ક તા નથી તે મ ા ી વાત છે અગે સ્વાલાઓ એક મની આપ ા ચ ગ્ ! ર ણ ાઅએ છીએ હ મહાપુર ! અમે આપનું પૂજન કરીએ છીએ ા ! અમારા સર્વથા પૂજ્ય છો હે મહામુનિરાજ! અમારા ! વિવિધ વ્યંજનો(શાક ઇત્યાદિ)યુક્ત ભોજન તથા બીજા પણ વિવિધ પ્રકાર ા અ ાો અમારા ઉપર કૃપા કરી સ્વીકાર કરો

તે મહાત્માએ પછી તે અન્નપાનનો સહર્ષ સ્વીકાર કર્યો. અને એક માસના ઉપવાસનું પારણું કર્યું તે વખતે દેવોએ ત્યાં સુગંધી જળ, પુષ્પ તથા દ્રવ્યની વૃષ્ટિ કરી અને દુંદુભિ વગાડીને 'અહો દાન, અહો દાન' કહી તે દાનની પ્રશંસા કરી.

તે જોઇને ચકિત થયેલા બ્રાહ્મણોએ કહ્યું:

અહો! તપનું માહાત્મ્ય આમ પ્રત્યક્ષ દેખાય છે. પરંતુ જાતિનું માહાત્મ્ય કાંઈ જ દેખાતું નથી. જુઓ! ચંડાળપુત્ર હરિકેશ બળ સાધુની મહાપ્રભાવશાળી આ કેવી સમૃદ્ધિ છે!

બ્રાહ્મણોની મિથ્યાદૃષ્ટિ દૂર થયેલી જોઇને મુનિએ તેમને કહ્યું:

હે બ્રાહ્મણો! અગ્નિનો આરંભ કરીને તમે પાણીથી બહારની શુદ્ધિને શા માટે શોધી રહ્યા છો? તે આત્મશુદ્ધિનો માર્ગ જ નથી. દ્રવ્ય-યજ્ઞમાં દર્ભ, યજ્ઞસ્તંભ (યૂપ), તૃણ કાષ્ઠ અને અગ્નિનો ઉપયોગ કરીને તથા સવાર-સાંજ પાણીમાં નાહીનાહીને તમે મૂર્ખતાથી વારંવાર નાના જીવોને દુઃખ આપીને પાપ જ કર્યા કરો છો.

બ્રાહ્મણો—હે ભિક્ષુ! તો પછી અમે કેવી રીતે યજ્ઞ કરીએ તો પાપકર્મો દૂર કરી શકીએ? હે મુનિ! જ્ઞાનીજનો કઇ વસ્તુને યોગ્ય માને છે?

હરિકેશ બળ—જિતેંદ્રિય પુરુષ તો છકાય જીવોની હિંસા, જૂઠ, ચોરી, પરિગ્રહ, સ્ત્રી, માન અને માયાનો ત્યાગ કરે છે. તેઓ પાંચ ઇંદ્રિયોનું નિયમન કરી, જીવનની આકાંક્ષાનો ત્યાગ કરી, કાયાની આસક્તિથી રહિત થઇ ઉત્તમ અને મહાવિજયી ભાવયજ્ઞને જ આદરે છે.

બ્રાહ્મણો—તે યજ્ઞનો અગ્નિ કયો, તેનું અગ્નિસ્થાન કયું, તેનાં સાધનો કયાં? તમારા સર્યા (કડછી), છાણાં (કરિયાગ), લાકડાં વગેરે સાધનો કયાં? તમારા

શાંતિમાં કયાં? તથા હે ભિક્ષુ! તે અગ્નિમાં તમે કયો હોમ કરો છો?

હરિકેશ બળ–તપ એ જ અગ્નિ છે, જીવાત્મા અગ્નિનું સ્થાન છે. મન, વચન અને કાયા એ યોગરૂપ કડછી છે. શરીર એ અગ્નિને પ્રદીપ્ત કરનારું સાધન છે. કર્મરૂપી લાકડાં છે. સંયમરૂપી શાંતિમંત્ર છે. તેવી રીતે પ્રશસ્ત ચારિત્રરૂપ યજ્ઞ વડે જ હું યજન કરું છું. એ જ યજ્ઞને મહર્ષિજનોએ ઉત્તમ ગણ્યો છે.

બ્રાહ્મણો–તમારું જળાશય (સ્નાન કરવાનો કુંડ) કયું? તમારું પુણ્યક્ષેત્ર (શાંતિતીર્થ) કયું? કયાં નાહીને તમે પાપ ધૂઓ છો? તે કહો. અમે આપની પાસેથી જાણવા ઇચ્છીએ છીએ.

હરિકેશ બળ–ધર્મ એ મારું જળાશય છે. બ્રહ્મચર્ય એ મારું પુણ્યતીર્થ છે. આત્માના પ્રસન્ન ભાવથી વિશુદ્ધ ધર્મના કુંડમાં નાહેલો હું શાંત થઈને કર્મદોષોને દૂર કરું છું. એવું સ્નાન જ કુશળ પુરુષોએ શોધેલું છે અને એ મહાસ્નાનને જ ઋષિઓએ વખાણેલું છે. તેમાં સ્નાન કરી વિમળ અને વિશુદ્ધ થયેલા મહર્ષિઓ કર્મરહિત થઈને ઉત્તમ સ્થાન (મુક્તિ)ને પામ્યા છે.



૫

# મૃગાપુત્ર

### શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના
### ૧૯મા અધ્યયનનો સાર

મોટાં વૃક્ષોથી ઘટ જંગલ અને ક્રીડા કરવા લાયક ઉદ્યાનોથી સુશોભિત અને સમૃદ્ધિથી રમણીય સુગ્રીવ નામના નગરમાં બળભદ્ર નામના રાજા રાજ્ય કરતા હતા. તેમને મૃગાવતી નામના પટરાણી હતાં.

તેમને બળશ્રી નામનો યુવરાજ પુત્ર હતો. તે માતાપિતાને બહુ પ્રિય હતો. અને તે દમિતેંદ્રિયોમા શ્રેષ્ઠ અને મૃગાપુત્ર તરીકે પ્રસિદ્ધ થયો હતો. રાજાએ તેને નંદન નામનો મહેલ તથા સર્વ પ્રકારના ઉત્તમ વૈભવો આપ્યા હતા. તે મહેલમા રહી તે દોગુદક દેવની પેઠે તેની મનોહર સ્ત્રીઓ સાથે આનંદપૂર્વક વિવિધ ભોગો ભોગવતો હતો.

એક વખત તે પોતાના મહેલના ગોખમાં બેસીને નગરના ચોક, ત્રિક રસ્તાઓ તથા મોટાં ચોગાનોને જોયા કરતો હતો. તેવામા તેણે તપ, નિયમ, સંયમ, શીલ અને ગુણથી યુક્ત કોઈ અપૂર્વ પ્રતાપી બ્રહ્મચારી શ્રમણને જોયા.

મૃગાપુત્ર અનિમેષ દૃષ્ટિથી તે યોગીશ્વરને જોઈ રહ્યો. જોતાં જોતા તેને વિચાર આવ્યો કે આવું સ્વરૂપ (વેષ) પહેલાં અવશ્ય મેં ક્યાંક જોયું છે. આ પ્રમાણે ચિંતવતા શુભ અધ્યવસાય જાગૃત થયા. આમ ચિત્તવૃત્તિ નિર્મળ થતાં તે જ વખતે તેમને જાતિસ્મરણ-જ્ઞાન ઉત્પન્ન થયું.

પૂર્વ જન્મનું જ્ઞાન થતા મૃગાપુત્રે જાણ્યું કે દેવલોકમાંથી ઊતરીને હું મનુષ્ય ભવ પામ્યો છું. પૂર્વ જન્મને સંભારતાં સંભારતાં પૂર્વ ભવે

શાંતિમંત્ર કયા? તથા હે ભિક્ષુ! તે અગ્નિમાં તમે કયો હોમ કરો છો?

હરિકેશ બળ–તપ એ જ અગ્નિ છે, જીવાત્મા અગ્નિનું સ્થાન છે મન, વચન અને કાયાના યોગરૂપ કડછી છે શરીર એ અગ્નિને પ્રદીપ્ત કરનારું સાધન છે. કર્મરૂપી લાકડાં છે સંયમરૂપી શાંતિમંત્ર છે તેવી રીતે પ્રશસ્ત ચારિત્રરૂપ યજ્ઞ વડે જ હું યજન કરું છું એ જ યજ્ઞને મહર્ષિજનોએ ઉત્તમ ગણ્યો છે

બ્રાહ્મણો–તમારું જળાશય (સ્નાન કરવાનો કુંડ) કયું? તમારું પુણ્ય ક્ષેત્ર (શાંતિતીર્થ) કયું? કયાં નાહીને તમે પાપ ધૂઓ છો? તે કહો અમે આપની પાસેથી જાણવાને ઇચ્છીએ છીએ

હરિકેશ બળ–ધર્મ એ મારું જળાશય છે બ્રહ્મચર્ય એ મારું પુણ્ય તીર્થ છે આત્માના પ્રસન્ન ભાવથી વિશુદ્ધ ધર્મના કુંડમાં નાહીને હું શાંત થઈને કર્મદોષને દૂર કરું છું એવું સ્નાન જ કુશળ પુરુષોએ શોધેલું છે અને એ મહાસ્નાનને જ ઋષિઓએ વખાણેલું છે તેમાં સ્નાન કરી વિમળ અને વિશુદ્ધ થયેલા મહર્ષિઓ કર્મ રહિત થઈને ઉત્તમ સ્થાન (મુક્તિ)ને પામ્યા છે



તેથી, જેમ ઘર સળગે છે ત્યારે ઘરધણી તેમાંથી સાર-વસ્તુને કાઢી લે છે અને અસાર વસ્તુને પડી રહેવા દે છે તેમ જરા અને મૃત્યુથી સળગેલા આ સંસારમાંથી હું તમારી અનુમતિ લઈ મારા આત્માને બચાવી લેવા ઇચ્છું છું.

તરુણ પુત્રનાં આવાં તાલાવેલીભર્યાં વચનો સાંભળી તેનાં માતા-પિતાએ તેને કહ્યું :

હે પુત્ર! તારું કહેવું બરાબર છે; પરંતુ શ્રમણપણું કાંઈ સહેલું નથી પણ બહુ કઠણ છે. સાધુ પુરુષે હજારો ગુણોને ધારણ કરવા પડે છે.

જીવનપર્યંત જગતના જીવમાત્ર પર સમભાવ રાખવો પડે છે. શત્રુ અને મિત્ર બન્નેને સમાન દૃષ્ટિથી જોવાના હોય છે. અને હાલતા, ચાલતા, ખાતા એમ પ્રત્યેક ક્રિયામાં થતી સૂક્ષ્મ હિંસાથી પણ વિરમવુ પડે છે આવું આચરણ ખરેખર દુષ્કર છે અને સૌ કોઈને માટે દુર્લભ છે.

સાધુને આખા જીવન સુધી સત્ય જ બોલવાનુ હોય છે. ભૂલેચૂકે પણ અસત્ય બોલાય નહિ સતત સાવધાન રહીને હિતકારી છતા સત્ય બોલવું એ ઘણુ જ કઠણ છે.

સાધુજી દાત ખોતરવાની સળી સુદ્ધા પણ રાજીખુશીથી દીધા વગર લઈ શકે નહિ. તેમજ દોષ રહિત ભિક્ષા મેળવવી એ પણ અતિ કઠિન છે.

કામભોગોના રસને જાણનારાએ અબ્રહ્મચર્ય(મૈથુન)થી સાવ વિરક્ત રહેવું એ કોઈ સામાન્ય વાત નથી. આવુ ઘોર અખંડ બ્રહ્મચર્ય-વ્રત પાળવુ અતિ અતિ કઠિન છે.

વળી ધન, ધાન્ય, દાસાદિ કોઈ પણ વસ્તુનો પરિગ્રહ ન રાખવો તેમજ સંસારની હિંસાદિ સર્વ ક્રિયાઓનો ત્યાગ કરવો તે દુષ્કર છે. અને

ત્યાગ કરીને કોઈ વસ્તુ ઉપર મમતા પણ ન રાખવી એ તો અત્યંત દુષ્કર છે.

અન્ન, પાણી, મેવા કે મુખવાસ એ ચારે પ્રકારમાંના કોઈ પણ આહારનો રાત્રે ઉપયોગ કરી શકે નહિ તેમજ કોઈ પણ વસ્તુનો બીજા દિવસ માટે સંગ્રહ પણ રાખી શકે નહિ આવું છઠ્ઠું વ્રત છે તે પણ કઠણ છે

હવે સાધુ જીવનમાં જે આકસ્મિક સંકટો આવે છે તે બતાવે છે

ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, ડાંસ અને મચ્છરનું દુઃખ, કઠોર વચનો, દુઃખદ સ્થળ, તૃણ સ્પર્શ અને મેલનું આવી પડતુ દુઃખ તેમજ તાડન (માર), તર્જન (ઠપકો), વધ અને બંધનનાં કષ્ટો પણ સહેવા સહેલા નથી. સદા ભિક્ષાચર્યા કરવી, યાચીને પણ આપેલુ જ લેવુ અને યાચના કરતાં પણ અપ્રાપ્તિ થાય એ બધુ બહુ દુષ્કર છે.

આ કાપોતીવૃત્તિ રૂપ સંયમી જીવન, દારુણ કેશ-લુંચન ને દુષ્કર બ્રહ્મચર્યપાલન, આ બધું પાળવું શક્તિવાળાને પણ કઠણ થઇ પડે છે.

હે પુત્ર! તું તો સુખમાં ઉછરેલો છે, સુકુમાર છે અને હમેશા સુમાર્જિત રહેવાની ટેવવાળો છે. તારાથી એ બધુ કેમ સહન થઈ શકે? સાધુપણું પાળવા માટે ખરેખર તું સમર્થ નથી.

હે પુત્ર! ભારે લોખંડના ભાર ની જેમ જીવન પર્યંત અવિશ્રાન્ત પણે સંયમીના ઉચિત ગુણોનો ભાર વહન કરવો દુષ્કર છે. ઊંચા સુન હિમવત પર્વતથી પડતી ગંગા નદીના સામે પૂરે જવુ અને બે હાથથી સાગર તરવો જેટલો કઠણ છે તેટલું જ સંયમીના ગુણોને તરી જવું દુર્લભ છે.

સંયમ વેળુના કોળિયા જેવો નીરસ છે. અને તપ કરવુ એ તરવારની ધાર પર ચાલવા જેવું મુશ્કેલ છે. ચારિત્ર પાળવું એ સર્પની પેઠે

નિશ્ચળ દૃષ્ટિ રાખવા જેવુ દુષ્કર છે, લોઢાના જવ ચાવવા જેવુ છે, સળગતી અગ્નિની શિખાને પીવા જેવુ છે, પવનનો કોથળો ભરવા જેવુ છે અને ત્રાજવામા મેરુ પર્વત તોળવા જેવુ દુષ્કર છે

માટે હે પુત્ર! હમણા તો તુ શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શ એ પાચે વિષયોના મનુષ્ય સબધી ભોગોને ભોગવ અને ભુક્તભોગી થઇને પછી આ ચારિત્ર-ધર્મને ખુશીથી સ્વીકારજે

આ પ્રમાણે માતાપિતાના વચનો સાભળીને મૃગાપુત્રે કહ્યુ

હે માતાપિતા! આપે કહ્યુ તે સત્ય છે પરતુ જેને આ લોકમા સ્પૃહા તૃષ્ણા રહી નથી તેને કશુ યે અશક્ય હોતુ જ નથી વળી જરા અને મરણથી ઘેરાયેલા અને ચાર ગતિ રૂપ ભયથી ભરેલા આ સસાર ચક્રમા તમે વર્ણવ્યા તેના કરતા પણ વધારે દુઃખ ને ભય ઉપજાવનારી શારીરિક ને માનસિક વેદનાઓ પૂર્વે હુ અનત વાર સહન કરી ચૂક્યો છુ

હવે નરક યોનિમા પૂર્વે અનત વેદના વેઠેલી તે કહી બતાવે છે

નરક યોનિમા અહીંના કરતા અનતગણી ઉષ્ણ અગ્નિ હોય છે અને અનતગણી ટાઢ હોય છે આવી ઉગ્ર ઉષ્ણતા અને ટાઢની વેદનાઓ મેં નરક યોનિમા સહન કરી છે

ત્યા બળતા અગ્નિ ઉપર કદુ નામની કુભીઓમા ઊંચા પગે અને નીચા મસ્તકે રહી હુ ઘણી વાર પકાવાયો છુ વળી કદુ કુભીઓમા મને બધાયેલો આક્રદ કરતો ... કરવત વગેરે શસ્ત્રોથી ઘણી વાર છેદાયો છુ

વળી ત્યા મહા દાવાગ્નિ જેવી વેળુવાળી કદમ્બ વાલુકા નદીમા હુ અનતવાર બળેલો હતો અને અતિ તીક્ષ્ણ કાટાથી વ્યાપ્ત મોટા શિ

બનિ વૃક્ષની આગે આવીને પછી મને આઘોપાછો ઊનટાસૂનટો ખેંચીને પરમાધાર્મિકોએ આપેલી વેદનાઓ મે સહન કરી છે

મારા પાપકર્મના પરિણામે જ હું નરક યોનિના મોટા યત્રોમા પિનાયો છુ, શસ્ત્રાદિથી છેદાયો છુ, ભેદાયો છુ એટલું જ નહિ પણ તરવાર વડે મારા શરીરના ટુકડેટુકડા કરવામા આવેના તેવી વેદનાઓ પણ મેં સહન કરી છે

રોઝ વગેરેની પેઠે પરોણા અને નેતરના માર સાથે હકાયો છુ હરણની પેઠે, પક્ષીની પેઠે અને માછલાની પેઠે ફાંદાઓમા અને જાળોમા બધાયો, રૂંધાયો તથા પકડાયો છુ સુતાર જેમ ઝાડને વહેરે, છોલે અને ચીરે તેમ હું વહેરાયો, છોલાયો, ચિરાયો છુ લુહાર જેમ લોટાને તપાવે અને ટીપે તેમ ટિપાયો છુ

તૃષાથી પીડાતા વૈતરણી નદીને જોઈ ત્યા ગયો તો તેમા રહેલા અસ્ત્રાની ધારાઓથી ખૂબ હણાયો હતો ખૂબ ભયકર રુદન કરવા છતા ત્રાંસુ સીસુ વગેરેને ખૂબ ઉકાળના તપાવીને મને પરાણે પિવડાવ્યા હતા અને પોતાપોતા પરમાધાર્મિકો કહેતા કે—

રે અનાર્ય કર્મના કરનાર! તને પૂર્વ જન્મમા માસ બહુ પ્રિય હતું' એમ કહીને મારા શરીરમાથી માસ તોડીતોડી તેના કકડા કરી અગ્નિ જેવા લાલ ભડથા બનાવી બનાવીને મને ઘણી વાર ખવડાવ્યા હતા વળી તને ગોળ અને મહુડા વગેરેનો બનેલ દારૂ બહુ જ પ્રિય હતો એમ કહીને મારા જ શરીરનું રુધિર અને ચરબી ગરમાગરમ કરી મને પિવડાવી હતી

હે તાત! મનુષ્ય લોકમા વેદનાઓ અનુભવાય છે તેના કરતા અનતગણી તીવ્ર, ભયકર અસહ્ય અને પ્રચડ વેદનાઓ મેં નરક યોનિમા

સહન કરી હતી

આ બધુ સાંભળ્યા પછી મૃગાપુત્રના માતાપિતાએ કહ્યુ ·

જો તારો આવો દૃઢ સંકલ્પ છે તો ભલે ખુશીથી દીક્ષા લે, પણ ધ્યાન રાખજે કે ચારિત્રધર્મમા દુ ખ પડ્યે તેનો કોઈ ઉપાય કરી શકાતો નથી.

મૃગાપુત્રે કહ્યુ—હે માતાપિતા! તમારુ કહેવુ બરાબર છે પરતુ હુ તમને પૂછુ છુ કે જગલમા પશુપક્ષીઓ વિચરતા હોય છે તેમના દુ ખનો પ્રતિકાર કોણ કરે છે? જગલમા એકલા ફરનારા મૃગને રોગ થાય છે ત્યારે ઝાડ નીચે બેઠેલા તેની કોણ દવા કરે છે? તેની કોણ ખબર પૂછે છે? તેને આહારપાણી કોણ લાવી આપે છે?

એ તો જ્યારે રોગ મટે ત્યારે જાતે ઊઠીને પોતાની ચરવાની કે પાણી પીવાની જગ્યાએ જાય છે ત્યારે જ આહારપાણી પામે છે

તેની રીતે હુ પણ મૃગચારીપણે એકલો રહીશ, અનેક જગ્યાએ ફરીશ, અનેક જગ્યાએ વાસ કરીશ, જાતે ફરીને જ આહાર મેળવીશ અને એ મૃગચર્યા ચરીને જે મળશે તે નિંદા કે અવજ્ઞા કર્યા વિના ખાઈશ અને ઊર્ધ્વ દિશા તરફ ગમન કરીશ

આ પ્રમાણે પુત્રના દૃઢ વૈરાગ્યને જાણી માતાપિતાના કઠણ હૃદય પીગળી ગયા તેમણે કહ્યુ

હે પુત્ર! જેમ તમને સુખ લાગે તેમ ખુશીથી કરો

ત્યારે પાછી આજ્ઞા લેવા માટે મૃગાપુત્રે ફરીથી કહ્યુ·

આપની આજ્ઞા હોય તો હમણા જ સર્વ દુ ખોથી છોડાવનાર મૃગચર્યા રૂપ સયમને આદરુ

આ સાભળી માતાપિતાએ પ્રસન્ન ચિત્તે કહ્યુ :

પ્યારા પુત્ર ! યથેચ્છ વિચરો.

એ પ્રમાણે મૃગાપુત્રે માતાપિતાને સમજાવીને તેમની આજ્ઞા લઈને મહાન હાથી જેમ બખ્તરને ભેદી નાખે છે તેમ તેણે મમત્વને છેદી નાખ્યુ વસ્ત્ર પર લાગેલી ધૂળને ખખેરી ન એ તેમ તે સમૃદ્ધિ, ધન, મિત્રો, સ્ત્રી, પુત્રો અને સ્વજનો એ બધાને તજીને નીકળી ગયા ને સયમી બન્યા

પાચ મહાવ્રતો, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિઓથી યુક્ત બની અભ્યતર અને બાહ્ય તપશ્ચર્યામા ઉદ્યમવત થયા મમતા, અહકાર, આસક્તિ અને ગર્વને છોડી ત્રસ તેમજ સ્થાવર જીવોને પોતાના આત્મા સમા ૧ ગણવા લાગ્યા

વળી લાભમા કે અલાભમા, સુખમા કે દુ ખમા, જીવિતમા કે મરણમા નિંદામા કે પ્રશસામા અને માનમા કે અપમાનમા સમવર્તી બન્યા ગર્વ કષાય, દડ, શલ્ય, હાસ્ય, ભય, શોક અને વાસનાથી નિવૃત્ત થઈ સ્વાવલબી બન્યા

અપ્રશસ્ત એવા પાપોના આસ્રવથી સર્વ પ્રકારે રહિત થયા, તેમજ આધ્યાત્મિક ધ્યાનના યોગો વડે કષાયોનો નાશ કરીને પ્રશસ્ત શાસનમા સ્થિર થયા

એ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વિશુદ્ધ ભાવનાઓથી પોતાના આત્માને વિશુદ્ધ બનાવીને ઘણા વર્ષો સુધી ચારિત્ર પાળીને એક માસનું અનશન કરી શ્રેષ્ઠ સિદ્ધગતિને પામ્યા

૬

# અનાથી મુનિ

**શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના**
**૨૦મા અધ્યયનનો સાર**

એક વખત મગધના મહાઐશ્વર્યશાળી મહારાજા શ્રેણિક મન્ડિકુક્ષિ નામના ચૈત્યવાળા ઉદ્યાનમા વિહારયાત્રા માટે ગયા હતા તે ઉદ્યાન અનેક પ્રકારના વૃક્ષો, લતાઓ, ફળો, પુષ્પો અને પક્ષીઓથી યુક્ત હોઈ નંદન વન જેવુ મનોરમ હતું

ત્યા તેમણે એક સુકુમાર સાધુને ઝાડ નીચે સમાધિમા બેઠેલા જોયા તેમની સુશોભિત નાની અવસ્થા તથા સુંદર આકૃતિ છતા તેમનો સંયમી મુનિવેશ જોઇને રાજાને ઘણુ આશ્ચર્ય થયુ તેમણે વિચાર્યું

અહો ! કેવી કાન્તિ ! અને કેવુ રૂપ ! અહો ! આ આર્યની શી સૌમ્યતા ! શી ક્ષમા ! શી નિર્લોભતા અને ભોગ પ્રત્યે શી અનાસક્તિ !

પછી તેમણે મુનિના ચરણોમા નમસ્કાર કરીને તેમની પ્રદક્ષિણા કરી ને બહુ દૂર નહિ તેમજ બહુ નજીક પણ નહિ તેવી રીતે બેસીને હાથ જોડી તેમને પૂછ્યુ

હે આર્ય આવી તરુણાવસ્થામા ભોગ ભોગવવાના સમયમા આપ પ્રવ્રજિત કેમ થયા છો ? આવા ઉગ્ર ચારિત્રમા આપે શી પ્રેરણાથી અભિનિષ્ક્રમણ કર્યું ? તે કૃપા કરીને મને કહો મને તે સાભળવાની બહુ ઇચ્છા છે

મુનિએ કહ્યુ–હે મહારાજ ! હું અનાથ છું. મારો નાથ કોઈ નથી. તેમ હજુ સુધી તેવા કોઈ કૃપાળુ મિત્રને હું પામી શકયો નથી.

આ સાભળીને મહારાજાને, તે યોગીશ્વરનું ઓજસ જોતા તેમનો કોઈ સહાયક ન હોય તે અસંભવિત લાગ્યું; તેથી મગધ દેશના અધિપતિ શ્રેણિક મહારાજા હસી પડ્યા અને કહ્યુ :

આપ આવા પ્રભાવશાળી અને સમૃદ્ધિવાળા છો છતા આપને હજુ સુધી કોઈ સ્વામી ન મળ્યો એ કેમ બને ? કંઈ નહિ. હું તમારો નાથ થવા તૈયાર છું. તમે સુખપૂર્વક મારી પાસે રહો અને સ્વજનોથી યુક્ત થઈ ઉત્તમ એવા માનુષિક કામભોગો ભોગવો, કારણ કે મનુષ્યભવ ખરેખર દુર્લભ છે.

મુનિએ કહ્યું—હે મગધેશ્વર શ્રેણિક રાજા ! તુ પોતે જ અનાથ છે તો પછી બીજાનો નાથ શી રીતે થવાનો હતો ?

પોતે કોઈ દિવસ નહિ સાંભળેલુ એવુ વચન મુનિ પાસેથી સાભળીને શ્રેણિક મહારાજા વિસ્મિત થયા તેમને લાગ્યુ કે આ યોગી મારા શક્તિ, સામર્થ્ય અને સંપત્તિને જાણતા નહિ હોય તેથી આમ કહે છે તેથી મહારાજાએ કહ્યુ :

ઘોડા, હાથી, કરોડો મનુષ્યો, શહેરો અને નગરીવાળા અંગ દેશ તથા મગધ દેશનો હું ધણી છું. સુંદર અંતઃપુરમા હું ઉત્તમ કામભોગો ભોગવું છું. મારી આજ્ઞા અને મારુ ઐશ્વર્ય અજોડ છે; છતા હું અનાથ શા રીતે? હે ભગવન્ ! આપનુ કહેવું કદાચ ખોટું તો નહિ હોય ?

મુનિએ કહ્યુ—હે રાજા ! તું અનાથ શબ્દના અર્થ અને ભાવને જાણતો નથી માટે જ તને સંદેહ થાય છે. અનાથ કોને કહેવાય છે, મને

અનાથતાનું ભાન ક્યા અને કેવી રીતે થયુ અને મેં પ્રવ્રજ્યા કેમ લીધી તે હું તને કહી સંભળાવુ છું તુ સ્વસ્થ ચિત્તે સાભળ

પ્રાચીન શહેરોમા સર્વોત્તમ એવી કૌશાંબી નગરીમા પુષ્કળ સંપત્તિવાળા મારા પિતા રહે છે.

એકદા, હે મહારાજ! તરુણ વયમાં મને એકાએક આંખની અતુલ પીડા ઉત્પન્ન થઈ. અને તે પીડાથી આખા શરીરે અતિશય દાહ ઉપજ્યો. કોપેલો શત્રુ શરીરના મર્મસ્થાનમા તીક્ષ્ણ શસ્ત્રથી ઘોર પીડા ઉપજાવે તેવી મારી આંખની વેદના હતી. અને બરડામા, હૃદયમાં અને મ થામા દાહની વજ્ર જેવી કઠોર પીડા થતી હતી

મારા ઉપચાર માટે જડીબુટ્ટી, મુળિયા, મત્રવિદ્યા તથા વૈદકમા પ્રવીણ ઘણા વૈદ્યાચાર્યોને બોલાવવામા આવ્યા. તેઓએ મારી ખૂબ ચિકિત્સા કરી પણ તેઓ મને દુઃખમાથી મુક્ત કરી ન શકયા એ જ મારી અનાથતા

મારા પિતા મને સાજો કરવા માટે પોતાનું બધુ ધન આપી દેવા તૈયાર હતા, છતા પણ તે મને દુ ખમુક્ત કરી શકયા નહિ એ જ મારી અનાથતા

મારી માતા મારા દુ ખથી શોકાતુર થઈ જતી હતી, પણ મારું દુ ખ મટાડી શકી નહિ એ જ મારી અનાથતા

મારા મોટા અને નાના ભાઈઓ તથા મારી મોટી અને નાની બહેનો પણ મને દુ ખમાથી મુક્ત કરી શકયા નહિ એ જ મારી અનાથતા

હે મહારાજ! તે વખતે મારા પર અત્યત સ્નેહવાળી અને પતિવ્રતા પત્ની આંસુભર્યાં નયને મારું હૃદય ભીંજવી રહી હતી. મારું દુ ખ જોઈ

તે નવયૌવના મારાથી જાણે કે અજાણે અન્ન, પાન, સ્નાન કે સુગંધિત પુષ્પમાળા કે વિલેપન સુદ્ધાં ભોગવતી નહોતી. અને હે મહારાજ! એક ક્ષણ પણ તે સહચારિણી મારાથી અળગી થતી ન હતી. મારી પાસે મારી સેવામાં રહેતી, છતાં તે પણ મારી આ વેદનાને મટાડી ન શકી એ જ મારી અનાથતા.

ચારે કોરથી આવી અસહાયતાના અનુભવવાથી મેં વિચાર્યું કે આ અનંત સંસારમાં વારંવાર અવશપણે આવી વેદનાઓ ભોગવવી પડે તે અસહ્ય છે. માટે જો હું આ વિપુલ વેદનાથી એક વાર પણ મુક્ત થાઉં તો તરત બધાનો ત્યાગ કરી, શાન્ત, દાંત અને નિરારંભી બની તુરત જ શુદ્ધ સંયમને ગ્રહણ કરીશ.

હે નરપતિ! રાત્રિએ એમ ચિંતવીને હું સૂઈ ગયો. રાત્રિ જેમ-જેમ જતી ગઈ તેમતેમ મારી તે વિપુલ વેદના ક્ષીણ થતી ગઈ અને પ્રભાતે તો હું સાવ નિરોગી થઈ ગયો. ત્યાર પછી એ બધાં સગાંસંબંધીઓની આજ્ઞા લઈને હું સંયમી સાધુ બન્યો છું.

ત્યાગ લીધા પછી હવે હું મારો પોતાનો અને સર્વ ત્રસ તથા સ્થાવર જીવોનો પણ નાથ (રક્ષક) થઈ શક્યો છું.

કારણ કે હે રાજન્! આપણો આત્મા જ આપણાં સુખદુઃખનો કર્તા અને ભોક્તા છે. આત્મા પોતે જ સુમાર્ગે રહે તો પોતાનો મિત્ર અને કુમાર્ગે જાય તો પોતાનો શત્રુ છે. નરકના ઘોર શાલ્મલી વૃક્ષ અને વૈતરણી નદીનાં જેવાં દુઃખો આત્મા જ ઉત્પન્ન કરે છે તેમજ કામદુધા ગાય અને નંદનવન સમાન સુખો પણ આત્મા જ ઉત્પન્ન કરે છે.

આવી રીતે પોતાની પૂર્વાવસ્થાની પ્રથમ અનાથતા કહી બતાવ્યા પછી હવે બીજા પ્રકારની અનાથતા કહી બતાવે છે.

દીધું હે મહર્ષિ! ખરેખર તમારી કાંતિ, તમારો પ્રભાવ અને સૌમ્યતા તેમજ તમારો માનવજન્મ મફળ છે શ્રી જિનેશ્વરના સત્ય માર્ગમાં દૃઢતાપૂર્વક સ્થિત રહેતા આપ જ ખરેખર સનાથ અને સનાથ છો।

હે સયમિન્! અનાથ જીવોના તમે જ નાથ છો સર્વ પ્રાણીઓના આપ જ રક્ષક છો હે ભાગ્યવત મહાપુરુષ! હું આપની ક્ષમા માગું છું મેં તમારા ધ્યાનમાં ભગ પાડયો અને તમને ભોગો તરફ ખેંચવા પ્રયત્ન કર્યો તેની મને ક્ષમા આપો

રાજાઓમાં સિંહરૂપ શ્રેણિક મહારાજાએ આ પ્રમાણે પરમ ભક્તિથી તે શ્રમણ સિંહની સ્તુતિ કરી અને ત્યારથી તે વિશુદ્ધ ચિત્તપૂર્વક અંતઃપુર, સ્વજન અને સકળ કુટુંબ સહિત જૈનધર્મના અનુયાયી બન્યા

મુનીશ્વરના અમૃતમય સમાગમથી તેના રોમેરોમ ઉલ્લસિત બન્યા અને આખરે મુનિને પ્રદક્ષિણા કરી, વંદન કરી શ્રેણિક મહારાજા પોતાને સ્થાને પધાર્યા



૭

# સાચો યજ્ઞ

**શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના**
**૨૫મા અધ્યયનનો સાર**

વેદોમા ઠેરઠેર યજ્ઞોના નિરૂપણ છે, તેમ જૈનશાસ્ત્રોમા પણ છે પરંતુ સંસારમા સાચા યજ્ઞને સમજનાર કોઈ વિરલા જ હોય છે

બહારનો યજ્ઞ એ દ્રવ્ય યજ્ઞ છે. અંતરનો ભાવ યજ્ઞ એ સાચો યજ્ઞ છે. બહારનો યજ્ઞ હિંસક છે. આંતરિક યજ્ઞ અહિંસામય છે, અને તેની પવિત્રતા અખંડ અને નિત્ય છે

વારાણસી નગરીમા જયઘોષ અને વિજયઘોષ બન્ને બ્રાહ્મણકુળમા જન્મ્યા હતા કેટલાક ઇતિહાસકારો બન્નેને સગાભાઈ માને છે બન્ને પર બ્રાહ્મણ સંસ્કૃતિની અસર હતી

પરંતુ સંસ્કૃતિ બે પ્રકારની હોય છે (૧) કુળગત અને (૨) આત્મગત. કુળગત સંસ્કૃતિની છાપ ઘણી વાર ભુલાવો ખવડાવે છે, વાસ્તવિક રહસ્ય સમજવા દેતી નથી જીવાત્માને સત્યથી વેગળો ધકેલવામા સહાયક નીવડે છે પરંતુ જેનામા આત્મગત સંસ્કૃતિનું બળ અધિક હોય તે જ જીવાત્મા આગળ વધે છે અને સત્ય પામે છે ત્યા પછી સંપ્રદાય, મત, વાદો અને દર્શનના ઝઘડા રહી શકતા નથી

જયઘોષ વેદોના પારગામી હતા વેદમાન્ય યજ્ઞોનો તેમને નાદ લાગ્યો હતો પરંતુ તે યજ્ઞોથી મેળવેલી પવિત્રતા તેમને ક્ષણિક લાગી જે ફળ વેદ વર્ણવે છે તે સ્વર્ગ કે મુક્તિની તેમને આવા યજ્ઞમા અસ્વાભાવિકતા દેખાવા માડી

એક વખત જયઘોષે નદીકિનારે આરડતા દેડકાને ગળતો સાપ જોયો. પાછળથી એક નોળિયે આવીને સાપને પકડ્યો. આ દેખી તેને વિચાર આવ્યો કે સંસારમા બળવાન નબળાને ખાય છે અને મૃત્યુ સૌથી બળવાન હોઈ બધાને ખાય છે. માટે ધર્મ જ બધા દુ ખોમાથી રક્ષણ કરી શકે તેમ છે, એમ માની તેણે પ્રવ્રજ્યા લીધી. આમ આત્મ સસ્કૃતિના બળે કુળગત સંસ્કૃતિનાં પડળ ઉખેડી નાખ્યા. અને તે વીર જયઘોષ બ્રાહ્મણે સાચુ બ્રાહ્મણત્વ અંગીકાર કર્યું, સાચા યજ્ઞમા સાચી પવિત્રતા પ્રાપ્ત કરી

જયઘોષ નિર્ગ્રંથ મુનિ થયા, અને પાચ મહાવ્રત રૂપ ભાવ-યજ્ઞના કરનાર તે મુનિ ગામોગામ વિચરવા લાગ્યા અને તેમના પરમ નિગ્રહીપણાથી મહાયશસ્વી બન્યા. ફરતાં ફરતાં એક વખત તે મુનિ વારાણસી નગરીમાં આવી લાગ્યા અને બહાર મનોરમ નામના ઉદ્યાનમા નિર્દોષ સ્થાન, શય્યાદિ યાચી નિવાસ કર્યો.

તે અરસામા તે નગરમા ચાર વેદનો જાણકાર વિજયઘોષ (મુનિનો ભાઈ) બ્રાહ્મણ યજ્ઞ કરી રહ્યો હતો. ઉપર્યુક્ત જયઘોષ મુનિ માસખમણની મહાતપશ્ચર્યાને પારણે તે વિજયઘોષ બ્રાહ્મણના યજ્ઞ-વાડામા ભિક્ષા માગવા આવ્યા.

મુનિશ્રીને ત્યા આવતા જોઈ તે યાજક વિજયઘોષે દૂરથી જ તેમને આવતા અટકાવવા માટે કહ્યું :

હે ભિક્ષુ ! હુ તને ભિક્ષા નહિ આપી શકું. માટે કોઈ બીજા સ્થળેથી યાચના કરી લે અહીં તો વેદવિત્, યજ્ઞાર્થી, જ્યોતિષાંગ જાણનારા, જિતેન્દ્રિય, ધર્મના પારગામી તથા પોતાનો અને બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ બ્રાહ્મણોને જ છ રસ યુક્ત આ ભોજન આપવાનું છે.

આ પ્રમાણે નિષેધક વચનો સાંભળવા છતાં સહેજ પણ નારાજ ના થતાં કે કાંઈપણ માઠું ન લગાડતાં તે મુમુક્ષુ મહામુનિએ પોતાના કોઈ પણ જાતના સ્વાર્થ માટે નહિ પણ વિજયઘોષની અજ્ઞાનતા ટાળવા માટે કહ્યું :

હે બ્રાહ્મણ! વેદોનું મુખ, યજ્ઞોનું મુખ, નક્ષત્રોનું મુખ, ધર્મનું મુખ કે પોતાના તથા બીજાનો ઉદ્ધાર કરવા કોણ સમર્થ છે તે તું જાણતો નથી. જાણતો હોય તો કહે.

મહાતપસ્વી અને ઓજસ્વી મુનિના પ્રભાવશાળી પ્રશ્નોથી બ્રાહ્મણોની આખી સભા નિરુત્તર થઈ ગઈ. મુનિના આક્ષેપનું નિરાકરણ ન કરી શકનાથી તે બ્રાહ્મણે આખી પરિષદ સહિત હાથ જોડી પોતાની અજ્ઞાનતા કબૂલ કરીને તે મહામુનિને જ તેના ઉત્તર આપવાની વિનતી કરી.

મુનિએ કહ્યું—અગ્નિહોત્ર યજ્ઞ જે વેદમાં મુખ્ય છે તે જ વેદનુ મુખ છે. યજ્ઞાર્થી પુરુષ એ યજ્ઞોનુ મુખ છે. નક્ષત્રોનું મુખ ચંદ્રમા છે અને ધર્મનું મુખ કાશ્યપ (તીર્થંકર ઋષભદેવ) છે. ધર્મના પ્રરૂપકોમાં ભગવાન ઋષભદેવ વીતરાગ હોવાથી તેમણે બતાવેલો સત્યધર્મ એ જ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે.

જેમ ચંદ્ર આગળ ગ્રહ, નક્ષત્ર, તારાઓ વગેરે હાથ જોડી ઊભા રહે છે અને મનોહર રીતે સ્તુતિપૂર્વક વદન કરે છે તે પ્રમાણે તે ઉત્તમ કાશ્યપ ઋષભદેવ ભગવાનને ઇન્દ્રાદિ નમસ્કાર કરે છે.

અગ્નિહોત્ર યજ્ઞમાં જીવરૂપ કુંડ, તપરૂપ વેદિકા, કર્મરૂપ ઇંધન, ધ્યાનરૂપ અગ્નિ, શુભયોગરૂપી ચાટવા, શરીરરૂપી ગોર (યાજક) અને શુદ્ધ ભાવનારૂપ આહુતિ જાણવી. જે શાસ્ત્રોમાં આવા યજ્ઞોનું વિધાન હોય

છે તે વેદ કહેવાય છે અને આવા યજ્ઞો કરે છે તે જ યાજકોમાં શ્રેષ્ઠ ગણાય છે

બ્રાહ્મણની સાચી પ્રતિષ્ઠાને નહિ જાણનાર અને સાચા જ્ઞાન વિનાના મૂઢ પુરુષો કેવળ યજ્ઞ યજ્ઞ કર્યા કરે છે, પણ યજ્ઞનું રહસ્ય સમજતા નથી જેઓ કેવળ વેદનું અધ્યયન અને શુષ્ક તપશ્ચર્યા કરે છે તે ખરા બ્રાહ્મણ નથી, પરતુ રાખથી ઠારેલા અગ્નિ જેવા છે

## સાચા બ્રાહ્મણ કોણ?

જેઓ પાપથી રહિત અને અગ્નિ જેવા શુદ્ધ છે તેઓ જ ખરા બ્રાહ્મણો છે

જેઓ સ્વજનાદિમા આસક્ત થતા નથી અને દુ ખમા શોક કરતા નથી, પણ મહાપુરુષોના વચનામૃતોમા આનદ પામે છે તેવા સયમી પુરુષો જ ખરા બ્રાહ્મણ છે

જેઓ મળ અને પાપથી રહિત, રાગદ્વેષ તથા ભયથી પર છે અને શોધેલા સોના જેવા શુદ્ધ છે તેઓ ખરા બ્રાહ્મણ છે

સદાચારી, તપસ્વી દમિતેંદ્રિય તપથી શોષાઈ ગયેલા શરીરવાળા અને કષાય જવાથી શાંત થયેલા હોય તે ખરા બ્રાહ્મણ છે

જેઓ ત્રસ કે સ્થાવર જીવોને મન, વચન કે કાયાથી હણતા નથી તે ખરા બ્રાહ્મણ છે

ક્રોધથી, હાસ્યથી લોભથી કે ભયથી જે ખોટુ બોલતા નથી તે ખરા બ્રાહ્મણ છે

જે સચિત કે અચિત, થોડું કે બહુ, અણદીધેલું કે અણહકનું લેતા નથી તે ખરા બ્રાહ્મણ છે.

જે દેવતા, મનુષ્ય કે તિર્યંચ સંબધી મન વચન અને કાયાથી મૈથુન સેવતા નથી પણ પાણીમાંના કમળની માફક કામભોગોથી અલિપ્ત રહે છે તે ખરા બ્રાહ્મણ છે.

જે રસલોલુપી ન હોય, માત્ર ધર્મ નિમિત્તે જ ભિક્ષાજીવી હોય અને ગૃહસ્થોમાં આસક્ત ન હોય તેવા અકિંચન ત્યાગીઓ જ ખરા બ્રાહ્મણ છે

સગાસબંધીને છોડયા પછી તેમના રાગમાં કે ભોગોમાં જેઓ આસક્ત થતા નથી તેઓ જ ખરા બ્રાહ્મણ છે

હે વિજયઘોષ ! વેદો પશુવધને નિરૂપનારા છે એવા યજ્ઞમાં કરેલા હોમ આહુતિઓ સૌ હિંસાકારી હોઈ પાપકર્મ છે. અને તેવા પાપકર્મ કરનાર દુરાચારી જ કહેવાય છે એવા યજ્ઞ કરનાર દુરાચારી પુરુષને એના એ જ વેદો પણ શરણભૂત થઈ શકતા નથી, કારણ કરેલા કર્મના ફળ ભોગવવા જ પડે છે

હે વિજયઘોષ ! મસ્તકનું મુંડન કરવાથી સાધુ થવાતું નથી. ૐકારના ઉચ્ચારણથી બ્રાહ્મણ થવાતું નથી, તેમ અરણ્યવાસથી મુનિ થવાતું નથી અને ભગવા વસ્ત્ર પહેરવાથી તાપસ થવાતું નથી.

પણ સમભાવથી સાધુ થવાય છે બ્રહ્મચર્યપાલનથી બ્રાહ્મણ થવાય છે અને જ્ઞાન હોય તે મુનિ તથા તપસ્વી હોય તે જ તાપસ કહેવાય છે.

વાસ્તવિક રીતે વર્ણવ્યવસ્થા જન્મગત નથી પણ કર્મગત છે. કર્મ પ્રમાણે જ–કર્મથી જ માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર થાય છે.

આ વસ્તુઓને ભગવાને ખુલ્લી રીતે કહી બતાવી છે. ઉત્તમ સ્નાતક બ્રાહ્મણ પણ તેવા જ ઉત્તમ ગુણોથી થઈ શકાય છે. માટે જ બધાં કર્મોથી મુક્ત હોય અથવા મુક્ત થવાનો પ્રયત્ન કરે તેને જ અમે બ્રાહ્મણ કહીએ છીએ.

ઉપરના ગુણોથી યુક્ત જે ઉત્તમ બ્રાહ્મણો હોય છે તેઓ જ પોતાના અને પરના આત્માનો ઉદ્ધાર કરવાને માટે સમર્થ છે.

આ પ્રમાણે સંશયનું સમાધાન થયા પછી તે વિજયઘોષ બ્રાહ્મણે મહામુનિ જયઘોષને ઓળખ્યા. પછી સંતુષ્ટ થઈને તે પવિત્ર વચનોને હૃદયમા ઉતારીને બે હાથ જોડીને તેણે જયઘોષ મુનિને સંબોધીને કહ્યું:

હે ભગવન્! સાચું બ્રાહ્મણત્વ શું છે તે તમે મને બરાબર સમજાવ્યું. તમે જ સાચા યજ્ઞ કરનાર છો, તમે જ વેદવિત છો, તમે જ જ્યોતિષાગને જાણનારા છો અને તમે જ ધર્મના પારગામી છો. માટે તમે જ બીજાનો તેમજ પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ છો માટે હે ભિક્ષુશ્રેષ્ઠ! અમારા ઉપર કૃપા કરી આ ભિક્ષા ગ્રહણ કરો

જયઘોષ મુનિએ કહ્યું—હે બ્રાહ્મણ મારે ભિક્ષાની જરૂર નથી પણ તું જલદી સંસાર છોડી સંયમ–માર્ગની આરાધના કર. જન્મ, જરા, મૃત્યુ, રોગ એવા એવા ભયોથી ભરેલા આ સંસારસાગરમા ભટકયા ન કર.

ભોગોમાં કર્મનું બંધન છે, તેથી આત્મા મલિન થાય છે. ભોગો રહિત જીવાત્મા શુદ્ધ થઈ કર્મથી લેપાતો નથી. ભોગી સંસારમાં ભમે છે. ભોગમુક્ત સંસારથી મુક્ત થાય છે.

માટીનો ભીનો ગોળો ભીંત ઉપર અથડાવાથી ચોંટી જાય છે, એ જ પ્રમાણે કામલાલસાવાળા કુબુદ્ધિ પુરુષો સંસારમાં ખૂંપી જાય છે પણ વિરક્ત પુરુષો સૂકા ગોળાની માફક સંસારમાં ચોંટતા નથી.

આ પ્રમાણે જયઘોષ મુનિ પાસેથી શ્રેષ્ઠ ધર્મ સાંભળીને વિજયઘોષે સંસારની આસક્તિથી રહિત થઈ પ્રવ્રજ્યા લીધી. અને તે જયઘોષ વિજયઘોષ બન્ને મુનિઓ સંયમ તથા તપશ્ચર્યા દ્વારા પોતાનાં સકળ કર્મોનો ક્ષય કરી સર્વશ્રેષ્ઠ સિદ્ધિને પામ્યા.



૮

# પરમ મંગળ

### (દ્રુમ પુષ્પિકા)

### શ્રી દશવૈકાલિક સૂત્રના પહેલા અધ્યયનનો સાર

ધર્મ એ પરમ (સર્વોત્તમ) મંગળ છે. અહિંસા, સંયમ અને તપ એ જ ધર્મનું સ્વરૂપ છે. આવા ધર્મમાં જેનું મન હમેશાં લીન રહે છે તેને દેવો પણ નમસ્કાર કરે છે.

તેથી સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યો, સંયમ વડે આંતર અને બાહ્ય ગ્રંથીઓ છેદી, તપસ્યા-પરાયણ બની, ભમરો જેમ પુષ્પને જરા પણ ઈજા પહોંચાડયા વિના તેમાંથી મધુરસ પી તૃપ્ત થાય છે તેમ બીજાએ આપેલી તથા પોતે માગીને મેળવેલી નિર્દોષ ભિક્ષાથી નિર્વાહ કરતા વિચરે છે.

પોતાનો નિર્વાહ થાય અને બીજા કોઇને પીડા પણ ન થાય એવી ભાવનાથી ધર્મિષ્ઠ શ્રમણ સાધકો ભ્રમરની પેઠે, ગૃહસ્થો વગેરેએ પોતાના માટે તૈયાર કરેલા આહાર વડે જ જીવે છે સ્વાદને કારણે શ્રીમંત કુળોમાંથી ભિક્ષા મેળવવાનો ખ્યાલ રાખ્યા વિના, ભમરાઓ જેમ અકસ્માત પ્રાપ્ત થયેલાં ફૂલો પર બેસી જાય છે તેમ તેવા શ્રમણવરો પોતાના નિમિત્તે જેના ભોજન ન થયું હોય તેવા અપરિચિત ઘરોમાંથી ભિક્ષા મેળવે છે.

આવા મધુકર જેવા શાણા મુનિઓ (કે જેઓ ઘર અને કુટુંબ થી) અનાસક્ત (બંધન રહિત) તથા કોઈ પણ જાતના ખોરાકમા સંતુષ્ટ રહેવાની ટેવવાળા દમિતેન્દ્રિય હોય છે, તેથી જ તેઓ શ્રમણો કહેવાય છે.

૯

# છ પ્રકારના જીવો

### શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનનો સાર

જીવો ૭ પ્રકારના છે: (૧) પૃથ્વીકાય, (૨) જળકાય, (૩) અગ્નિકાય, (૪) વાયુકાય, (૫) વનસ્પતિકાય અને (૬) ત્રસકાય.

૧. **પૃથ્વીકાય.** પૃથ્વી સજીવ–સચેત છે. તે જુદાજુદા અનેક જીવયુક્ત છે. પણ પૃથ્વીને અગ્નિ વગેરે બીજું કોઈ પણ શસ્ત્ર પરિણમે, લાગે તો તે નિર્જીવ થઈ જાય છે. પૃથ્વીના જીવોનો અગ્નિ વગેરેથી નાશ થાય છે.

૨. **જળકાય.** એક પાણીના બિંદુમા અસંખ્યાત્ પૃથક્પૃથક્ જીવો રહ્યા હોય છે. તેને બીજું અગ્નિ વગેરે શસ્ત્ર પરિણમે, લાગે નહિ ત્યા સુધી તે સચેત રહે છે. અગ્નિ વગેરેથી તે જીવોનો નાશ થાય છે અને તેથી અમુક કાળ સુધી તે જળ અચેત રહે છે.

૩. **અગ્નિકાય.** એક અગ્નિના તણખામા પૃથક્પૃથક્ અસંખ્યાત અગ્નિના જીવો હોય છે. તેને જો પાણી વગેરે બીજુ કોઈ શસ્ત્ર પરિણમે, લાગે નહિ તો તે સચેત રહે છે. અને શસ્ત્ર પરિણમ્યા પછી તે નિર્જીવ થવાથી અચેત થાય છે

૪. **વાયુકાય.** વાયુમા પણ પૃથક્પૃથક્ અનેક જીવો રહેલા હોય છે. અને તેને બીજું શસ્ત્ર લાગે, પરિણમે નહિ ત્યા સુધી સચેત

રહે છે. પણ તેને વીંજણા, પંખા જેવાં અન્ય શસ્ત્ર વાગે ત્યારે તે અચેત થાય છે.

૫. વનસ્પતિકાય. વનસ્પતિના જુદાજુદા ભાગોમાં સંખ્યાત, અસંખ્યાત અને અનંત જીવો પૃથક્પૃથક્ રહેલા છે. વનસ્પતિને જ્યાંસુધી અગ્નિ, લવણ જેવું કોઈ અન્ય શસ્ત્ર પરિણમે, સ્પર્શે નહિ ત્યાં સુધી તે સચેત રહે છે.

### વનસ્પતિકાય જીવોના ભેદો :

(૧) જેની ટોચ પર બીજ છે તે અગ્રબીજા.
(૨) જેના મૂળમા બીજ છે તે મૂળબીજા.
(૩) જેની કાતળીઓમાં બીજ હોય છે તે પર્વબીજા.
(૪) જેના સ્કંધમાં બીજ છે તે સ્કંધબીજા.
(૫) જેના બીજમાં બીજ રહે તે બીજરૂહા.
(૬) પોતાની મેળે ઊગે તે સંમૂર્છિમ વનસ્પતિ.
(૭) તૃણ, તરણાં, ઘાસ વગેરે.
(૮) લતા, ચંપા વગેરે વેલો.

૬. ત્રસકાય. હાલતા ચાલતા બે ઇંદ્રિયાદિ ત્રસ જીવો પણ અનેક પ્રકારના કહ્યા છે. તે જીવોને ઉત્પન્ન થવાનાં મુખ્ય આઠ સ્થાનો છે તે આ પ્રમાણે :

(૧) ઈંડામાંથી ઉત્પન્ન થાય તે અંડજ.
(૨) ગર્ભથી વિંટાયેલા જન્મ પામે તે પોતજ.
(૩) ઓરથી વિંટાયેલા જન્મે તે જરાયુજ.
(૪) બગડી ગયેલા રસમાં ઉત્પન્ન થાય તે રસજ.
(૫) પરસેવાથી ઉત્પન્ન થાય તે સ્વેદજ.

(૬) નરમાદાના સયોગ વિના જન્મે તે સંમૂર્છિમ
(૭) ધરતી ફાડીને નીકળે તે ઉદ્‌ભિજ્જ.
(૮) ગર્ભ વિના જ સ્થાનમાં ઉત્પન્ન થાય તે ઓપપાતિક.

### ત્રસ કાય જીવોનાં લક્ષણો :

જે કોઈ પ્રાણીઓનુ સન્મુખ આવવું, પાછુ જવું, સંકોચાઇ જવું, વિસ્તૃત થવું, શબ્દોચ્ચાર કરવો, ભયભ્રાન્ત થવું, ત્રાસ પામવો, ભાગી જવું, આગમન થવું અને ગમન કરવું ઇત્યાદિ ક્રિયાઓ સ્પષ્ટ થતી દેખાય તે પરથી તે ત્રસ જીવો છે તેની પ્રતીતિ જાણવી.

### ત્રસકાય જીવોના ભેદો .

(૧) બે ઇન્દ્રિય- કીડા, કંથવા વગેરે.
(૨) ત્રણ ઇદ્રિય-કીડી વગેરે.
(૩) ચતુરિન્દ્રિય-પતગ, ભમરા વગેરે.
(૪) પચેન્દ્રિય- તિર્યંચ યોનિના જીવો, નારકી, મનુષ્ય અને દેવતા આ એ બધા ય પચેન્દ્રિય જીવો છે. ઉપરાત નરક યોનિમા નારકીના જીવોને દુ:ખ આપનાર પરમ-ધાર્મિક દેવો પણ પાચ ઇન્દ્રિયોવાળા છે.

આ સૌ જીવો સુખના જ અભિલાષી છે. માટે એ છએ જીવ નિકાયો પૈકી કોઈ ઉપર પોતે દંડ આરભવો નહિ (હિંસા કરવી નહિ), બીજા પાસે દંડ આરભાવવો નહિ (હિંસા કરાવવી નહિ) તેમજ જે કોઈ બીજા માણસો દંડ આરભતા (હિંસા કરતા) હોય તેને અનુમોદન પણ આપવું નહિ.

ઉપર વર્ણવેલા છકાય જીવોની રક્ષા માટે શ્રમણ મુનિ ગુરુ પાસે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરી પાચ મહાવ્રતો અંગીકાર કરે.

## પહેલુ મહાવ્રત

જીવો, પ્રાણીઓ ચાર પ્રકારના છે (૧) નાના શરીરવાળા સૂક્ષ્મ જીવો, (૨) મોટા શરીરવાળા બાદર જીવો (૩) હાલતાચાલતા ત્રસ જીવો અને (૪) પૃથ્વીથી માંડીને વનસ્પતિ સુધીના સ્થાવર જીવો આ પ્રાણીઓનો પોતે ઘાત કરવો નહિ, બીજા પાસે કરાવવો નહિ કે ઘાત કરનારાઓને અનુમોદન આપવુ નહિ

શ્રમણ મુનિની પહેલા મહાવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય

જીવનપર્યંત હું ત્રણ પ્રકાર અને ત્રણ યોગોથી અર્થાત મન, વચન અને કાયાથી હિંસા કરીશ નહિ, કરાવીશ નહિ કે હિંસા કરનારને અનુમોદન આપીશ નહિ વળી પૂર્વકાળમા હિંસા દ્વારા જે પાપ કર્યું છે તેથી હું નિવૃત્ત થાઉં છુ મારા આત્માની સાક્ષીએ તે પાપને નિંદુ છુ, આપની પાસે તેની અવગણના કરુ છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરુ છુ

## બીજું મહાવ્રત

અસત્ય ભાષણથી નિવર્તવાનુ

શ્રમણ મુનિની બીજા મહાવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય

હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા અસત્ય બોલવાનું કાર્ય નહિ કરુ બીજા પાસે નહિ કરાવુ તેમજ અસત્ય બોલનારાને અનુમોદન પણ નહિ આપુ વળી પૂર્વકાળે એ સબધી પાપ થયુ હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છુ તેને આત્મસાક્ષીએ નિંદુ છુ તેને આપની સમક્ષ ગર્હું છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરુ છુ

## ત્રીજું મહાવ્રત

### અદત્તાદાનથી વિરમવાનું.

શ્રમણ મુનિની ત્રીજા મહાવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય:

હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા ચોરી નહિ કરું, નહિ કરાવું કે ચોરી કરતો હોય તેને ઠીક કરે છે એમ નહિ માનું. અને પૂર્વકાળે તે સંબંધી જે કંઈ પાપ થયું હોય તેથી હું નિવૃત્ત થાઉં છું. આત્મસાક્ષીએ તે પાપને નિંદું છું, આપની સમક્ષ તેને ગર્હું છું અને હવેથી તેવાં પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છું

## ચોથું મહાવ્રત

### મૈથુનથી નિવર્તવાનું.

શ્રમણ મુનિની ચોથા મહાવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય:

હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા મૈથુન નહિ સેવું, બીજા પાસે મૈથુન-સેવન નહિ કરાવું તેમ મૈથુન સેવનારને અનુમોદન પણ નહિ આપું. વળી પૂર્વકાળે તત્‌સંબંધી જે કાંઈ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, આત્મસાક્ષીએ તેને નિંદું છું, આપની પાસે તે પાપની અવગણના કરું છું, અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છું.

## પાંચમું મહાવ્રત

### પિરગ્રહને પરિહરવાનું.

શ્રમણ મુનિની પાંચમા મહાવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય:

જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા હું પરિગ્રહ કરીશ નહિ, બીજા દ્વારા પરિગ્રહ કરાવીશ નહિ કે પરિગ્રહ કરનારને અનુમોદન પણ આપીશ નહિ વળી પૂર્વકાળે તે સબંધી જે કાંઈ પાપ થઈ ગયુ હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છુ, તે પાપને આત્મસાક્ષીએ નિંદુ છુ, આપની સમક્ષ તે પાપની અવગણના કરુ છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરુ છુ

## છઠ્ઠું વ્રત

### રાત્રિભોજનથી નિવર્તવાનુ

શ્રમણ મુનિના છઠ્ઠા વ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે હોય

હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા રાત્રિભોજન કરીશ નહિ કરાવીશ નહિ કે રાત્રિભોજન કરનારને અનુમોદન પણ આપીશ નહિ વળી પૂર્વે જે પાપ તે સંબધી કર્યું હોય તેનાથી હુ નિવૃત્ત થાઉં છુ આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છુ, આપની પાસે તે પાપને અવગણુ છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરુ છુ

હવે જીવનપર્યંત શી રીતે દયાધર્મનુ પાલન કરવુ તે બતાવે છે

સયમી, પાપથી વિરત અને નવા પાપકર્મ બાધવાના પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ કે સાધ્વી દિવસ કે રાતે, એકલા કે બધાની વચમા, સૂતા કે જાગતા કદી પણ પૃથ્વી, ભીંત શિલા, ઢેફુ, સચેત રજવાળુ શરીર, સચેત રજવાળુ વસ્ત્ર હોય તેને હાથથી પગથી કાષ્ઠથી, કાષ્ઠના ટુકડાથી, આંગળીથી, લોખડની સળીથી કે લોખડની સળીનાસમૂહથી ખોતરવું,

ખોદવું, હલાવવું, કે છેદન–ભેદન કરવું નહિ, બીજા પાસે કરાવવું નહિ કે બીજા કરતા હોય તેને અનુમોદન પણ આપવું નહિ.

કૂવા તળાવનું પાણી, ઝાકળનું પાણી, બરફ, ધુમ્મસ, કરા કે લીલા છોડવા પર પડેલા બિંદુઓ, વર્ષાદનું પાણી, સચેત પાણીથી ભીંજેલું શરીર, પાણીથી ભીંજાયેલું વસ્ત્ર, પાણીના બિંદુથી સ્નિગ્ધ થયેલી કાયા કિંવા તેવું સ્નિગ્ધ વસ્ત્ર હોય તેને મસળવું નહિ, તેનો સ્પર્શ કરવો નહિ, તેને કચરવું નહિ, દબાવવું નહિ, ઝાપટવું નહિ, પછાડવું નહિ, સુકાવવું નહિ કે તપાવવું નહિ, અન્ય પાસે તેમ કરાવવું નહિ કે તેમ કરતાને અનુમોદવુ નહિ.

કાષ્ઠનો અગ્નિ, કોલસાનો અગ્નિ, બકરીની લીંડી વગેરેનો અગ્નિ, દીપ વગેરે શિખાનો અગ્નિ, ઊંબાડાનો અગ્નિ, લોઢાનો અગ્નિ, ઉલ્કાપાત વીજળી વગેરેનો અગ્નિ હોય તેને વાયુથી વધારવો કે ઠારવો નહિ, તેને હલાવવો નહિ, ધૂળ વગેરે નાંખી તેને ભેદવો નહિ, કાષ્ઠ નાંખી તેને સળગાવવો કે વધારવો નહિ કિંવા ઓલવવો નહિ. બીજા પાસે તેમ કરાવવું નહિ અને તેમ કરતાને અનુમોદવુ નહિ.

ધોળા ચામરથી, પખાથી, તાડના પાંદડાના પખાથી, પાંદડાથી કે પાંદડાના કટકાથી, વૃક્ષની શાખાથી કે તેના કટકાથી, મોરપીંછથી કે તેના હાથાથી, વસ્ત્રથી કે તેના છેડાથી, હાથથી કે મુખથી, પોતાની કાયાને કે બહારના પુદ્ગલને ફૂંક મારવી નહિ કે વાયુ નાંખવો નહિ, બીજા પાસે તેમ કરાવવુ નહિ કે કરતાને અનુમોદવું નહિ.

બીજ, અંકુરા, ગુચ્છા, છેદેલી વનસ્પતિ ઉપર કે તેઓના ઉપરની વસ્તુઓ ઉપર, જીવડાંની ઉત્પત્તિ થાય તેવા કાષ્ઠ ઉપર ન જવું, ન

ઊભા રહેવું, ન બેસવું કે ન સૂવું તેમજ બીજા પાસે તેમ કરાવવું નહિ ને કરતાને અનુમોદવું નહિ.

શરીરના કોઈપણ ભાગ ઉપર વસ્ત્ર, ભિક્ષાપાત્ર, કંબલ, પાદપુંછ, રજોહરણ, ગુચ્છા, માત્રાના ભાજન, દંડ, બાજોઠ, પાટિયા, શય્યા, સંથારા કે તેવા કોઈ પણ ઉપકરણ ઉપર રહેલા જીવજંતુને ઉપયોગપૂર્વક જુએ, જોઈને પરિમાર્જન કરે અને પછી તે જીવોને એકાંત સ્થળમાં નાખી આવે પરંતુ તેમને દબાવા કચરાવા ન દે

